# ચુંબન અને બીજી વાતો



પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

# ચુંબન

## અને બીજી વાતો



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

સં. ૧૯૮૫ કિં. ૧-૪-૦

# ઉપોદ્ઘાત

દરેક દેશમાં મોટો વાર્તાપ્રિય વાચકવર્ગ હોય છે. વાંચતાં આવડતાં પ્રથમ વાર્તાની ભૂખ ઊઘડે છે. ઉત્તમ વાર્તા સાહિત્યનો ઉત્તમ અને રસિક પ્રકાર છે. ઘણા વાર્તાના શોખથી બીજા કોઈ પ્રકારનો શોખ મરણપર્યંત મેળવી શકતા જ નથી. આપણા ગૂજરાતમાં પણ એવી જ સ્થિતિ હોય તેમાં નવાઇ નથી.

પણ ગૂજરાતમાં જેટલી વાર્તાની માગ્ય છે તેટલી ઉત્પત્તિ નથી, એટલે માગ્યને પહોંચી વળવા કેટલાક હીન પ્રકારની વાર્તાઓ લખે છે, કેટલાક બીજી ભાષાની વાર્તાઓનાં અનુકરણો કે અનુવાદ કરે છે, અને ઘણા માત્ર પાત્રોનાં નામ ફેરવી કે ગમે તેવા બિનજવાબદાર ફેરફારો કરી પોતાની તરીકે તેવી

વાર્તાઓ પ્રસિદ્ધ કરે છે. કેટલાક ટીકાકારો કે વાચકો આમાંથી કોઇની ચોરી પકડાય છે તો તે જાહેર કરે છે, પણ વાર્તાસાહિત્ય એટલું વિશાળ છે કે એવી ચોરી પકડવાનો પ્રયત્ન કરવો લગભગ વ્યર્થ છે. સમાજમાં તેમ સાહિત્યમાં પણ કેટલીક ચોરીઓ તો સ્વમાનની ભાવનાથી જ અટકે.

આનું ખરાબ પરિણામ એ આવે છે કે સામાન્ય વાચકની રસવૃત્તિ બગડે છે. ભાષાન્તર કે અનુવાદ કે અનુકરણના વકીલવનથી વાર્તા ઘણે ભાગે બગડે જ એટલું જ નહિ પણ પરદેશના વાતાવરણમાં જે શક્ય અને ઉચિત હોય તે આપણા દેશના વાતાવરણમાં અશક્ય અને અનુચિત થઈ જાય. એવા સાહિત્યના સેવનથી છેવટ રસવૃત્તિ કુટિલ થઈ બગડે છે અને પછી સાચી આપણા દેશના વાતાવરણની વાર્તા સમજવાની શક્તિ કુંઠિત થાય છે. એટલે સાચી કલાને પ્રગટ થવામાં આ ખોટી રસવૃત્તિ બાધક નીવડે છે.

આનો ખરો ઉપાય તો એ કે દરેક લેખક અનુકરણ કરવું છોડી દે, અને થોડી પણ સાચી પોતાની કલ્પનાની જ વાર્તા લખે. પણ એ ન થઈ

શકે તો તેથી ઉતરતા પ્રકારનો ઇલાજ એ કે પરદેશી વાર્તાનો પરદેશી નામો સાથે અને તેનું વાતાવરણ બરાબર જાળવીને અનુવાદ કરવો. આવા વિચારથી આ વાર્તાસંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે.

હવે વાર્તાઓનું ટુંકમાં રસરફોટન કરીએ. પ્રથમ વાર્તા ઝેક ભાષાની[×] છે. ઝેક ભાષા વિશે એ જાણવા જેવું છે કે એ ભાષા ઑસ્ટ્રિયાના પરચક્ર નીચે કચરાઇ બે સદી સાહિત્યકારોથી ઉપેક્ષિત માત્ર ખેડુતોની જીભે જ રહી. છેલ્લી સદીમાં એક સાહિત્યસેવકે તેનો કોશ કર્યો અને યુરોપના બીજા દેશોનું સાહિત્ય તેમાં ઉતાર્યું. તે પછી જ તે સાહિત્યને માટે કાબેલ છે તેની પ્રતીતિ લેખકોને થઇ અને તેમાં શિષ્ટ સાહિત્ય લખાવા માડયું. આ સાહિત્યમાં 'ચુંબન'ની લેખિકા કેરોલિના સ્વેટ્‌લા (Karolina Svetla)નું[+] વિશિષ્ટ સ્થાન છે. કર્તાએ સ્ત્રીપુરુષ,

× જૂની ભૂગોળના બોહીમીઆ પ્રાંતની આ ભાષા છે, હાલ તે પ્રાંતનું નામ ઝેકો સ્લોવેકિયા છે.

+ આ નામોના ઉચ્ચારો તેમ જ વાર્તાનાં પાત્રોનાં નામો જે રીતે અહીં લખ્યાં છે તે તે ભાષાના પરિચયને અભાવે, ખોટાં હોવા સંભવ છે.

# ઉપોદ્ઘાત

પતિપત્નીના સ્વભાવનો સનાતન વિષય આમાં બે ઉદ્દામ પ્રકૃતિનાં સ્ત્રીપુરુષદ્વારા પ્રગટ કર્યો છે. દેશ અને રૂઢિઓ આપણાથી અત્યંત ભિન્ન હોવા છતાં કર્તાએ મનુષ્યસ્વભાવનો એવો તલસ્પર્શ કર્યો છે, અને તેને પાત્રોનાં વાકયો આચરણો વગેરે દ્વારા એવાં સુરેખ પ્રગટ કર્યાં છે કે ગમે તે દેશમાં કે ભાષામાં તેનો અનુવાદ લક્ષ્યવેધી રહે. કર્તાની સર્જનશક્તિ અદ્ભુત છે. તેનાં પાત્રો જાણે જીવન્ત થઇ કોઈપણ વાર્તાકારની અપેક્ષા વિના પોતે જ પોતાનાં કર્મો કરતાં હોય એવું લાગે છે. લ્યુકેસ, વૅન્ડુલકા, વૅન્ડુલ્કાનો સાદો ભોળો સાચા બોલો ભગત બાપ, વૅન્ડુલ્કાની અનુભવી માસી, અને એ માસીનો દાણચોર શેઠ, મિત્ર અને પછીનો પતિ સર્વ નજરે દેખાય છે. આદ્ય-જનની (ઇવ) ની કુતૂહલપ્રિય પુત્રીઓ પણ જ્યાં જ્યાં દેખાય છે ત્યાં બરાબર ‘ચાર ચોટલા’ મળેલાનું દશ્ય રજુ કરે છે. વૅન્ડુલ્કાનો અગાધ પ્રેમ, જેથી તે લ્યુકૅસ સિવાય બીજાને ન પરણુતાં બ્રહ્મચર્ય સ્વીકારે છે, લ્યુકૅસ વિધુર થતાં પરણવા હા પાડે છે અને તેના ઘરનો ભાર ઉપાડી લેવા અને જૂના ઘરની પુત્રીને સાચવવા પરણવા પહેલાં પણ તેને ઘેર જાય છે, પણ પુરુષસુલભ અધૈર્યવાળા

## ઉપોદ્ઘાત

લ્યુકેસને પરણવા પહેલાં ચુંબન કરવા દેતી નથી, લ્યુકૅસ પણ નાના ૧૪ વરસના છોકરાની પેઠે ઘરમાં ઉધમાત કરે છે, ફજેતો કરે છે. વૅન્ડુલ્કા નાસી જાય છે. તેની વિધવા માસી, જગતની અનુભવી, તેને પુરુષોનો સ્વભાવ સમજાવે છે તે નથી સમજતી, પણ પછી લ્યુકૅસ શોધમાં આવે છે ત્યારે તેને વણમાગ્યું ચુંબન આપે છે. આપણા કવિઓએ કહ્યું છે તેમ કામની શી વામતા! શી અવળચંડાઈ! લેખકે, પોતે સ્ત્રી હોવાથી, સ્ત્રી પાત્રોનું હૃદય પારદર્શક દૃષ્ટિએ ચીતર્યું છે, અને આખી વાર્તાના સંવિધાનમાં સ્ત્રીસુલભ મીઠાશ, પ્રમાણ અને ટાવકાઇ છે. સારી ગણાતી વાર્તાઓ પણ બીજી વાર વાંચવાનું મન થાય એવી થોડી જ હોય છે. આ અનેક વાર વાંચતાં પણ રસ પડે એવી છે.

બીજી વાર્તા ફ્રેંચ લેખક પ્રૉસ્પર મેરિમે (Prosper Merime) ની છે. તેમાં એક અર્ધ સંસ્કૃત લૂંટારાની માફક રહેનારો વીર પુરુષ ખૂટલ નીવડેલ પોતાના નાના એકના એક પુત્રને ગોળીએ વીંધી નાખે છે. આખી વાર્તામાં આ એક જ મુખ્ય બનાવ છે. પણ વાર્તા એવી અસરકારક રીતે કહી

છે કે છેલ્લાં વાક્યો વાંચતાં વાંચનારનો શ્વાસ અદ્ધર થઇ જાય. કાઠિયાવાડી સાહિત્યની અનેક વાર્તાઓ પ્રગટ થઇ છે તેમાંથી આવી વાર્તા લખાય ત્યારે ખરૂં સર્જન થયું ગણાય.

ત્રીજી વાર્તા 'વીર' ઇટાલિયન લેખક ડી. એનન્ઝીઓ ( D. Annunzio ) ની છે. તે એક ધર્મવીરની કથા છે. તેનામાં પણ ઝનુન, તેનો વેગ બળ સર્વ જાણે અર્ધ સંસ્કૃત જમાનાનું ઊતરી આવેલું છે, પણ ધર્મથી તે પોતા તરફ જ વળેલું છે. આપણા ઇતિહાસમાં—માત્ર ઇતિહાસમાં નહિ પણ અત્યારે પણ ક્યાંક ક્યાંક—આવી વ્યક્તિ મળી આવે છે. વાર્તા ત્વરિત ગતિએ પોતાના લક્ષ્ય તરફ સીધી ચાલે છે અને આપણને એ ધર્મવીરના નિશ્ચયબળથી, બહાદુરી અને સહનશક્તિથી આશ્ચર્યચકિત કરી નાખે છે.

'એક કબાલો'નો લેખક મોપાસાં ( maupasant) એક પ્રસિદ્ધ ફ્રેંચ લેખક છે. ફ્રાંસના જીવનમાં તે જેવો ઓતપ્રોત છે તેવો જ તે એક સિદ્ધહસ્ત કલાકાર છે. આ વાર્તા તેના વસ્તુની દૃષ્ટિએ ઘણી

વિલક્ષણ છે. સુધરેલા ગણાતા સ્ત્રી-સન્માનના વીસમી સદીના જમાનામાં પણ આપણી આસપાસ કેવાં અજ્ઞાન અને હીન માણસો રહે છે અને તેમનામાં સ્ત્રી કેવું પશુથી પણ હલકું સ્થાન ભોગવે છે તેનું ચિત્ર લેખક ગંભીર રીતે, એકેએક વિગતપૂર્વક, જાણે પોતાને કાંઈ જ ન લાગતું હોય એવી તટસ્થતાથી કોર્ટના એક દશ્ય તરીકે આપે છે. વાર્તાનો રસ હાસ્યમિશ્રત બીભત્સ છે. અને વ્યંગ્ય સ્ત્રી-સન્માન તરફ સમાજની આંખ ઉઘાડવાનો છે. બીભત્સમાંથી પણ વ્યંગ્ય સાત્ત્વિક હોઈ શકે તેનો આ વાર્તા નિદર્શક નમૂનો છે.

" દુઃખીનાં દુઃખની વાતો " બીજી વાર્તાઓ જેવી બલિષ્ઠ ઊઠાવવાળી ન ગણાય પણ એક ભયંકર સત્ય બહુ જ નાજુક પણ સચોટ રીતે કહે છે. આનો લેખક પોલૅન્ડનો બોલેસ્લાવ પ્રસ ( Boleslav Prus ) છે.

'પ્રીપ્રીબાઇ'નો લેખક પાછો મૉપાસાં જ છે. ' એક કબાલા ' ની માફક આનો પણ રસ બીભત્સ છે અને અહીં પણ તે બહુ જ તટસ્થ રીતે વિગત-

વાર વાર્તાકાર આપે છે. વિગતો એટલી લાંબી ચાલે છે કે વાંચનારને એમ થઇ આવે કે આવી ગંદી વાતમાં લેખકને શો રસ પડે છે તે આટલી લંબાવીને કહે છે. ત્યાં તરત વાર્તાની દિશા બદલાય છે. અને એ બીભત્સ રસમાં પણ સાત્ત્વિક સ્વદેશાભિમાનનો વ્યંગ્ય દેખાય છે. પાત્રની હલકાઇથી માત્ર સ્વદેશાભિમાનને માટે વધારે આદર થાય છે. અને આટલાં હીન પાત્રોમાં પણ આ ઉન્નત વૃત્તિ આટલી ઊંડી અને બળવાન છે એ જોઇને આશ્ચર્ય થાય છે. વાર્તાનો સમય ગયા યુદ્ધ દરમિયાન ફ્રાન્સનાં ગામડાંમાં જર્મન લશ્કર સત્તા ચલાવતું હતું ત્યારનો છે. વાંચનારને જરૂર સમજાશે કે આટલા અને આવા સ્વદેશાભિમાનવાળો દેશ હારે નહિ, હારે તો પણ ઝાઝીવાર પરતંત્ર રહે નહિ.

'ઊંઘે ઘેરાએલી' એ સુપ્રસિદ્ધ રશિયન લેખક ચેખોવની લખેલી વાર્તા છે. ચેખોવ એ ટૂંકી વાર્તાના લેખકોનો શિરોમણિ છે. એનો લાક્ષણિક ગુણ લાગણીઓનો દમામ બતાવ્યા વિના ઊંડામાં ઊંડી લાગણી ઉત્પન્ન કરવી એ છે. આલંકારિક આડંબરનો અભાવ એ એનો બીજો ગુણ છે. જીવનના વિવિધ

પ્રસંગોને વિવિધ દષ્ટિકોણોથી બધા સમર્થ સાહિત્યકારો જુએ છે; પણ પ્રસંગ અને દષ્ટિકોણનું ઔચિત્ય વધારેમાં વધારે જો કોઈનામાં પ્રતીત થતું હોય તો તે ચેખોવમાં છે; અને તેથી ચેખોવે કરાવેલું જીવનદર્શન રહસ્યસૂચનમાં અને તેમાંથી ઉત્પન્ન થતા રસાનુભવમાં અનુપમ છે.

‘ ઊંઘે ઘેરાએલી ’ એ એક મધ્યમ વર્ગના કુટુમ્બમાં કામ કરતી એક નિરાધાર છોકરીની કથા છે. ‘ઊંઘવું તો જોઇએ પણ ઊંઘાય નહિ’—એ ભયંકર નિયન્ત્રણ નીચે એ છોકરી કામ કરે છે. એનું શું ભયંકર પરિણામ આવે છે એ કથાકાર અકલ્પ્ય છતાં અનિવાર્ય રીતે આપણને સૂચવે છે.

‘ અદૃશ્ય ઘા ’નો કર્તા હંગેરિયન લેખક કેરોલી કિસફેલુદી ( Karoli Kisfaludi ) છે. તેનો વ્યંગ્ય સ્ફૂટ અને સરલ છે. ખોટા વહેમથી કરેલો પત્નીનો દ્રોહ, હૃદયમાં ઊંડામાં ઊંડો ઘા છે. એ ઘાના દરદથી દરદી છાનો રીબાય છે. અને બીજો એ પણ ધ્વનિ છે કે પાપની સજા દુનિયાં ન કરે તો પોતે પોતાને

## ઉપોદ્ઘાત

સજા કરે, દુઃખકર પ્રાયશ્ચિત કરે તેમાં જ પાપીને કંઈક સાંત્વન મળે છે. વાર્તા ઘણી પ્રસિદ્ધ છે.

ગૂજરાતી વાંચકને આ વાર્તાઓમાં રસ પડશે તેમાં અમને શંકા રહેતી નથી.

નાતાલ, }
૧૯૨૮. }

રામનારાયણ વિ. પાઠક
નગીનદાસ ના. પારેખ

---

# નિવેદન

જાહેરાત કર્યા પછી ઘણા લાંબા સમયે આ પુસ્તક બહાર પડે છે. લગભગ બધી વાર્તાઓનો અનુવાદ તૈયાર હતો પણ દશબાર પાનાંની એક નાનકડી વાર્તા ખૂટતી હતી. આ વાર્તાસંગ્રહમાં શોભે એવી જ એ હોવી જોઇએ! આખરે ચેખોવની લીધી.

આમાંની પહેલી બે 'ચુંબન' અને 'માતેઓ ફાલ-કોને' નો અનુવાદ શ્રી. નગીનદાસ પારેખે કર્યો છે અને જ્યારે તે 'પ્રસ્થાન'માં પ્રસિદ્ધ થઈ ત્યારે તે એટલી લોક-પ્રિય થઈ પડી હતી કે તે પુસ્તકાકારે જનસમાજને પ્રાપ્ત થાય તો સારૂં એમ મને લાગ્યું. આ વિચાર મેં તેમની આગળ રજુ કર્યો અને બીજી વધુ વાર્તાઓની માગણી કરી. તે તેમણે કબુલ રાખી બીજી ત્રણ વાર્તાઓ આપી. ( નં. ૩, ૫, ૮ ) 'ઊંઘે ઘેરાયેલી 'નો અનુવાદ શ્રી. શિવશંકર શુકલે કર્યો છે, આ માટે હું એ બન્ને ભાઇઓનો આભારી છું.

બીજી વાર્તાઓનો અનુવાદ તપાસી સૂચના કરવા બદલ તેમ જ ઉપોદ્ઘાત લખી આપવા બદલ મુ. પાઠક સાહેબનો ઉપકૃત છું. 'ચુંબન' તથા 'ઊંઘે ઘેરાએલી' વાર્તાઓ સૂચવવા માટે શ્રી. રસિકલાલ પરીખનો તથા બીજી વાર્તાઓ સૂચવવા માટે મુ. પાઠક સાહેબનો આભાર માનું છું.

**પ્રકાશક**

# અનુક્રમણિકા

# ચુંબન

મધ્યાહ્ન ઘંટા થંભી ગઈ હતી અને આ તો મૃત્યુ ઘંટ શરૂ થયો. વિશાળ હરિયાળાં મેદાનમાં રમતાં બાળકો ઉપર એની કાંઈ અસર ન થઈ. પુરુષોએ પોતાની ટોપીઓ ઉંચકી એ જ, બાકી એ સિવાય કાંઈ ખાસ બનાવ બનતો હોય એવું તેમનાં મ્હોં ઉપરથી દેખાતું ન હતું. પણ સ્ત્રીઓ—ખરેખર ચમકી! દરેક જણીએ હાથમાંનું કામ મૂકી દીધું: કોઈ રાંધતી રાંધતી ઊઠી તો કોઈ ગાય દ્હોતી દ્હોતી ઊઠી, તો કોઇએ વાસીદું પડતું મેલ્યું. ટુંકામાં આદિ જનનીની આ કુતૂહલપ્રિય પુત્રીઓ ખૂણેખૂણેથી બહાર આવી અને ગામનાં નાનાં સાદાં દેવળ ઉપર પોતાની વિશાળ શાખાઓ રક્ષણ કરવાને માટે જ જાણે પ્રસરીને ઉભેલા શતાયુશી લીમડાની નીચે-પોતાનાં હમેશનાં સભાસ્થાને ભેગી થઈ.

"આમ એકાએક કોણ મરી ગયું હશે ?" એક

બીજીને પૂછ્યું. પણ તેઓના ચહેરા ઉપર પ્રસરેલા આશ્ચર્યથી સ્પષ્ટ જણાતું હતું કે તેઓને આ બનાવનો ખ્યાલ સરખો યે ન હતો. ગામમાં કોઈને ગંભીર માંદગી આવ્યાનું પણ જાણમાં ન હતું.

આ બહેનપણીઓએ કોણ મરી ગયું છે એ જાણવા માટે કલ્પનાના ઘોડાને છૂટા મૂક્યા અને ગામનાં દરેકે દરેક માણસની ખબર લઈ નાખી. પોતે માત્ર કુતૂહલને લઈને જ ઘર છોડી લીમડા તળે આવી હતી એમ ભુંડી દુનિયાના લોકો ન કહે એટલા માટે તેઓ વારેવારે પોતાના હાથોવતી ભક્તિભાવથી ક્રુસનું ચિહ્ન કરતી રહેતી હતી, અને આ બધું કરવા છતાં ઘંટાશાળામાં ઉભેલા ઘંટ બજાવનાર ઉપર તેઓનું પૂરેપુરૂં ધ્યાન હતું અને તે કેટલા ઘંટ બજાવે છે તે ઉત્સુકતાપૂર્વક ગણી રહી હતી. અરે ! આ તો બીજે ખંડે જ થંભી ગયો. ત્યારે તો સ્ત્રી જ હોવી જોઇએ. એક જ ખંડ વધારે વગાડયો હોત તો પુરુષ છે એમ સમજાત.

લીમડા નીચે નવું જ આશ્ચર્ય અને નવી જ કલ્પનાઓ પ્રસર્યા. એ તે કઈ સ્ત્રી હશે ? કયા મહોલ્લાની હશે ?

બહેનપણીઓએ ઘંટ વગાડનારને મળી તેની પાસેથી બધી હકીકત જાણીને જ જવાનો નિશ્ચય કર્યો. ભલેને

ઢોર ખાલી ગમાણ આગળ બૂમ પાડ્યા કરે, પૂડો બળીને કોલસો થઈ જાય, બિલાડી ભંડારીઆમાં ભરાઈને ખવાય એટલું ખાઈ જાય, અને જમવાનું મોડું થવા માટે પતિરાજ બબડે તો પણ પોતાનાં કુતૂહલને શાંત કર્યા વિના તેઓ ત્યાંથી ચસકે એમ નથી. જો તાજા સમાચાર મળે એમ હોય તો પતિરાજ જરા બબડે તેની શી પરવા ? એ તો પત્ની નવી નક્કર વાત કહેશે એટલે પતિરાજ તો બધું યે ભૂલી જશે. આજે જ નહિ પણ ચાર દિવસ સુધી આ મરણની જ વાત ચર્ચાશે.

* *

બહેનપણીઓ હવે બિલકુલ અધીરી થઈ ગઈ કે ક્યારે ઘંટ વગાડનાર આવે. દાદર ઉતરીને મંદિર બહાર આવતાં યે એને તો જુગ વીતી ગયો. ઘરડો ખખ થઈ ગયો છેઃ પાદરીએ હવે કોઈ સારો માણસ શોધી કાઢવો જોઈએ.

આખરે તેણે ઉમરા ઉપર દર્શન દીધાં.

"ભાઇ એ કોણ ?" હાડમાંસમાં પણ કંપારી પ્રસારે એવા તાળાં ચાવીના કર્કશ અવાજને પણ ઢાંકી દે એવા અવાજે એક સાથે તેઓ બોલી ઊઠી.

"શું ! તમને ખબર નથી એમ ?" પોતાના હાથ

ઉંચા કરીને ઘંટ વગાડનારે પૂછ્યું. વરસના ભારે વળી ગયેલો હોવા છતાં તે હજુ એવોને એવો આનંદી રહ્યો હતો.

"અરે! પણ આ શું કહેવાય! કંઈક અમંગળ હોવું જ જોઇએ. મને લાગે છે કે ભવિષ્યવાણી ખરી પડવાની. દુનિયામાં શું ચાલે છે એની તમને ખબર ન પડે એવી વિચિત્ર વાતો પણ બનવા લાગી તો હવે આપણો ડુંગરો ઊડી જઈ તેને ઠેકાણે તળાવ થઈ જવાનું."

"ચાલ, ચાલ, હવે બહુ થયું. હવે તું કહેવા શું માગે છે?"

"તમને આજ સુધી બધાય બનાવોની ખબર સહુ કરતાં પહેલી પડતી આવી છે એટલે હું નવાઈ કેમ ન પામું? લુકેસની જુવાન બેરી પ્રભુધામમાં સિધાવી છે એ વાતની તમને ખબર ન હોય એવો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો."

"લુકેસની વહુ? હોય નહિ! એ બને જ નહિ. ગઈ રાતે તો હું તેને આ શેરીમાં મળી હતી."

"કાલે તો મેં તેને લુગડાં સુકવતી જોઇ હતી."

"ખરું કહું છું—તમને. લુકેસની વહુ જ બપોર

પહેલાં થોડા જ વખત ઉપર એક નાની છોકરીને મૂકીને મરણ પામી."

"આહ! બિચારીને કેટલું લાગ્યું હશે!"

"કહે છે કે તેનું મરણ બહુ સુખભર્યું હતું. તેને જરા ય ખબર નહતી કે સૌ કોઈ જ્યાં આજ નહિ ને બે દહાડા પછી જવાનાં છે ત્યાં જ તે જાય છે. તે ઊંઘી ગઈ અને પછી ફરી જાગી જ નહિ."

"ભગવાન શાંતિ બક્ષો."

"અને સદ્દગતિ આપો...તે ગુણનો ભંડાર હતી એમ તો કાંઇ કહેવાય છે પણ કર્કશા ન હતી."

"લુકૅસ એને માટે જીવ કાઢી નાખે એમ નથી."

"એમ જ હોય! એ તો એનાં માબાપે ધમકાવ્યો કે અમારૂં કહ્યું ન કર્યું તો શાપ દેશું એટલે એ ભાઈસાહેબ એને પરણ્યા."

"અરે! જેણે જેણે એને અને લુકૅસને સાથે જોયાં છે તેને લાગ્યા વિના રહ્યું નથી કે એ બેને કદી પરણાવવાં જોઇતાં ન હતાં. લુકૅસ પોતે આખી દુનિયાનો ધણી હોય એમ ઠસ્સામાં ફરે છે, જ્યારે આ તો માંદલાં પંખીની માફક નીચેથી ઊંચું જ જુવે નહિ ને! તેનામાં ક્યાં કંઈ ચેતન કે દમ જ હતો; અને શરીર પણ રોગનું ઘર."

"પણ હવે લુકૅસ મરજીમાં આવે તેને વરી શકશે. હું તો બહુ ખુશ થઈ. મેં જ્યારે એને આ લીમડા આગળથી લગ્નને માટે જતો જોયો ત્યારે મને તો એવું લાગી આવ્યું! જાણે કોઈ તેને ચૉરી આગળ નહિ પણ ચૉકા આગળ લઈ જતું હોય એવું તેનું મ્હોં ધોળું થઈ ગયું હતું. સહુ કોઈને એમ થાય કે એને સુખશાતા મળે તો સારૂં. એના જેવો માણસ મળવો મુશ્કેલ છે. તે કોઈનું યે બુરૂં કરતો નથી અને કોઈને કરવા પણ દેતો નથી. તમારૂં જો કંઈ ભલું એનાથી થઇ શકે એમ હોય તો એ જરૂર કરવાનો. જરા મિજાસી છે એ વાત ખરી પણ એમ તો કોણ સંપૂર્ણ હોય છે?"

"વેન્ડુલ્કા પૅલુકી આખરે લુકૅસને જ પરણશે એમ કોણ જાણતું હતું? જ્યારથી લુકૅસનાં લગ્ન થયાં ત્યારથી તે છોકરીએ એક પણ નાચ કે ઉજાણીમાં ભાગ લીધો નથી–જો કે તે પંખીના જેટલી રમતિયાળ અને ચંચલ છે તો પણ. તેને લુકૅસ સાથે ન પરણવા દીધી એટલે તેણે પરણવાનું જ માંડી વાળ્યું."

"પણ લુકૅસનાં માબાપે કેમ એ લગ્નમાં વાંધો લીધો? મને તો એ સમજાતું જ નથી. છોકરી

તો સારી અને પુટડી છે અને કાંઈ ગરીબ પણ નથી. વળી કામગરી પણ છે."

"અને વળી એના તો કાંઈ સગાંમાં છે."

"બરાબર, એટલા માટે જ એને એની સાથે પરણવા ન દીધો. એનાં માબાપ જૂના વિચારનાં છે. એ બંનેના વડવાના વડવા સગા ભાઈઓ હતા એટલે જો તેઓ આ લગ્ન થવા દે તો પાપ લાગે એવું એ લોકોને લાગ્યું. પાદરી સાહેબ પણ એમને ન સમજાવી શક્યા. તેઓને બસ એમ લાગ્યું છે કે તેઓ જ ઇશ્વરની ઇચ્છાઓ સમજી શકે છે, અને સ્વર્ગની ચાવી તો તેમના જ હાથમાં આવી ગઈ છે."

"ત્યારે વાત આમ હતી, એમ! હું તો કેટલી યે વાર ગુંચાયા જ કરતી– મને હજી અહીં પરણી આવ્યાને વરસ જ થયું છે ને, એટલે! વેન્ડુલ્કા જો જાણે કે આ મૃત્યુઘંટ કોનો વાગે છે તો તેનું હૈયું તો નાચી ઉઠે."

"લુકૅસ કાંઇ ફરી પરણવામાં વાર કરે એમ નથી. વાર કરે તો તો મૂઢ જ સમજવો. કોઠારૂં ભરીને ઢોર, ઘર ભરીને નોકરો, પારણે સૂતું નાનું છોકરૂં– આવા ઘરમાં માણસને સ્ત્રી વિના ચાલે જ નહિ."

"શોકનો દોઢ મહિનો પૂરો થશે અને છેલ્લી ક્રિયા

પૂરી થશે કે તરત જ તે સીધો પૅલુકી ડોસા પાસે જઈને તેની છોકરીનું માગું કરવાનો."

*　　*

તેઓ જરા પણ ભૂલ્યાં ન હતાં. લીમડા નીચે તેઓએ જે ભવિષ્ય ઉચ્ચાર્યું હતું તે જ પ્રમાણે એકેએક વસ્તુ બની.

તેના મરણને દોઢ મહિનો પૂરો થતાં જે દિવસે તેના આત્માની શાંતિને માટે છેલ્લો વિધિ કરવામાં આવ્યો તે જ દિવસે વિધુર અને તેના બધા પુરુષ સંબંધીઓ સામાન્ય રિવાજ મુજબ શોક ધોઈ નાખવાને એક હોટલમાં ગયા. ભોજન સમય સુધી તે તેઓની સાથે ત્યાં રહ્યો અને તેઓને મિષ્ટાન્ન જમાડયાં. આ કાર્ય પૂરૂં થતાં જ અંત્યેષ્ટિ સંસ્કારમાં અને આ દિવસના વિધિમાં ભાગ લેવા માટે સહુનો તેણે ઉપકાર માન્યો અને એવી જ મૈત્રીની ભવિષ્ય માટે પણ યાચના કરી. તેઓએ તો તરત જ તેની યાચના પૂર્ણ કરવાનો ઈરાદો હાથોહાથ મિલાવીને બતાવી આપ્યો અને તે પણ તેમના પ્રત્યે એવી જ લાગણી રાખતો રહે એમ ઇચ્છયું. તેણે પણ તેઓની ઇચ્છા પૂર્ણ કરવાનો ઈરાદો ચુંબન અને હસ્તમિલન દ્વારા જાહેર કર્યો. ત્યાર પછી ભેટાભેટી થઇ, એક બીજાનાં

સ્વાસ્થ્ય ઇચ્છાયાં અને આસવસેવનની શરૂઆત થઈ. પછી તો લુકૅસે ઉઠીને પોતાના બનેવી તરફ જોયું એટલે તે પણ ઉઠયો અને મહેમાનોનું મંગળ ઇચ્છી વિધુર એકદમ હોટલ છોડી ચાલ્યો ગયો. તેઓ આટલી બધી ઉતાવળથી ક્યાં જતા હતા. એ કોઈએ પૂછ્યું નહિ, પણ સહુકોએ તેના પ્રતિ મૈત્રીસૂચક મંદ હાસ્ય કર્યું અને માંહોમાંહે બધું સમજતા હોય એવી રીતે આંખના ઇશારા કર્યા.

આ બે જણા જ્યારે રસ્તે થઈને જતા હતા ત્યારે કેટલી યે આંખો બારીઓમાંથી તેમના તરફ કુતૂહલભરી દૃષ્ટિ ફેંકી રહી હતી! તેઓ ક્યાં જતા હતા એ બાબત કોઈનો પણ મનમાં લેશ માત્ર પણ શંકા ન હોવા છતાં દરેક જણ પોતે તેઓ ખરેખર જ પૅલુકીને ત્યાં તેની સંમતિ લેવાને માટે જાય છે કે કેમ એ જોવા માગતો હતો. પાડોશીઓએ જ્યારે જોયું કે તેઓ ખરેખર જ ત્યાં જાય છે ત્યારે તેઓ પણ તેમની પૂંઠે જવાને તૈયાર થઈ ગયા.

પૅલુકીનું ઘર હમેશાં જ બહુ સ્વચ્છ રહેતું હતું કારણ કે વેન્ડુલ્કા બહુ જ ચીવટવાળી અને ખંતીલી હતી—જાણે શહેરમાં જ ન ઉછરી હોય. પણ આજે બધું જરા વધુ જતનપૂર્વક સાફ કરી ગોઠવવામાં

આવ્યું હતું એટલે આપણે માની શકીએ કે તેઓ કોઈ ભારે સન્માનનીય મહેમાનોના આગમનની રાહ જોતાં હતાં.

લોકાચાર વિરુદ્ધ ન ગણાય એટલા માટે લુકૅસે આ દોઢ મહિના સુધી વેન્કુલ્કાને મળવાનું બંધ રાખ્યું હતું, પણ પોતે તેના પિતાની સંમતિ માગવાનો ઈરાદો રાખે છે એ વાત કોઈ વિશ્વાસુ માણસ જોડે તેણે તેને જણાવી હતી. વેન્કુલ્કાએ પણ આ વાત પોતાના પિતાને જણાવી દીધી હોય એમ લાગે છે, નહિ તો દરેક વાતમાં ઉદાસ થઈ રહેવાના પોતાના સ્વભાવ અને ધર્માંધતાને લીધે ‘વૈરાગી’ની ઉપાધિ પામેલો બુઢ્ઢો પૅલુકી આજે આમ સારાં વસ્ત્રો પહેરી, સુંદર રીતે સેંથી પાડી વાળ હોળી, તપખીરની ડબ્બી ભરી લઈ તૈયાર થઈને બેસે જ શાનો? તેણે આ વિધુર અને તેના બનેવીને યોગ્ય આવકાર આપ્યો પણ સાથે સાથે એક દીર્ઘ નિશ્વાસ મૂકવાનું પણ ચૂક્યો નહિ. અધર્મને માર્ગે ચઢેલી દુનિયાની મૂર્ખાઈઓ અને પાપોનો તે નિરંતર વિચાર કર્યા કરતો અને એટલો તો ઉદાસ રહેતો કે તેનું મ્હોં પણ તદ્દન ફીકકું પડી ગયું હતું. તેણે મહેમાનોને ખુરશીઓ આપી અને ઉદાસ સ્વરે જરા વિશ્રાન્તિ લેવા કહ્યું,

પણ તેઓએ તેની વિનંતિને ઉપકાર સહિત પાછી ઠેલી.

"તમો અમારી વિનંતિનો શો જવાબ આપો છો એ જાણ્યા પછી વિશ્રાંતિ માટે પુષ્કળ વખત રહે એમ છે. અમો શાને માટે આવ્યા છીએ એ તો તમો જાણો જ છો. કહેવાની કાંઈ જરૂર નથી." લુકૅસના બનેવીએ કહ્યું.

બુઢ્ઢા પૅલુકીએ ફરી વાર નિસાસો નાંખ્યો. તેને દુનિયાદારીની વાતો પ્રતિ સદા અરુચિ હતી પણ આ વખતે તેનો છૂટકો નહતો અને તેને કાદવમાં હાથ ખરડવા જ પડયા.

આ અરુચિકર કાર્યને જેમ બને તેમ ટુંકમાં પતાવવાને તે અધીરો બન્યો હોય એમ પણ બને અને તેથી જ તેણે પોતે એ બાબતથી તદ્દન અજ્ઞાન નથી એ વાત ખુલ્લી કરી.

"હું આ નહતો જાણતો એમ કહું તો તો જુઠાણું જ કહેવાય. હું ધારૂં છું કે લુકૅસ અમારી વેન્ડુલ્કાને પરણવા ચાહે છે." તેણે કહ્યું.

વેરાગીમાં આટલી બધી ચપળતા જોઇને લુકૅસનો બનેવી હસવું ન ખાળી શકયો. સાધારણ રીતે તો એ બુઢ્ઢો કાંઇ પણ કહેવા પહેલાં બહુ જ વિલંબ

લગાડતો અને પોતાના મુક્તિલાભમાં કાંઈ વાંધો આવે એમ નથી એ બાબતનો બહુ જ સંપૂર્ણતાથી અને લંબાણપૂર્વક વિચાર કરતો.

પોતાના નામની સાથે જ વેન્કુલ્કાનું નામ બોલાતું સાંભળીને લુકૅસ આનંદ પામ્યો અને સંતોષથી મંદમંદ હાસ્ય કરવા લાગ્યો. ગયા દોઢ માસમાં જે જે બની ગયું હતું તે બધું ખરૂં હતું એમ તે આ જ ક્ષણે માનવા લાગ્યો. શોકનો દોઢ માસ તેણે જાણે સ્વપ્નામાં જ ગાળ્યો હતો અને તેના ભાગ્યનો આમ અચાનક થયેલો પલટો તે ન સમજી શક્યો. તે ઉત્સાહપૂર્વક બોલ્યો: "જો મારાં માબાપ વચ્ચે ન પડયાં હોત તો અમો બંને કયારના ય ત્રણ વરસ પહેલાંના સમજી ઉઠયા હોત. કેમ નહિ વારૂં, કાકા?"

"એટલે?" વેરાગીએ ઉદાસ સ્વરે કહ્યું.

"એટલે એમ કે વેન્કુલ્કાનો સ્વીકાર કરતાં મને જેટલો આનંદ થાત તેટલો જ આનંદ તમને દેતાં થાત."

બુઢ્ઢો વળી ગુંચવાયો. કેટલાક વખત સુધી તેણે જવાબ જ ન આપ્યો. પછી તેણે પોતાનાં ખભાં જરા હલાવ્યાં.

લુકૅસ જેવા ધનવાન અને આબરૂદાર જમીનદારે આવા જવાબની આશા ન જ રાખી હોય.

"તમારે મારી સામે શો વાંધો હતો ? અથવા મારામાં શો દોષ છે ?" તેણે રાડ પાડી. તેના મુખ પર લોહી ચઢી આવ્યું.

આ જોઇને બુઢ્ઢો તો ચમક્યો.

"રાડ મ પાડ." બ્હીતાં બ્હીતાં તેણે તેને શાંત પાડ્યો. "ખોટો ગુસ્સો અને ક્રોધ વ્યક્ત કરવાથી આપણે પાપમાં પડીએ છીએ એનું શું તને ભાન નથી ?"

"તો મને સીધી રીતે કહી દોને કે શા માટે તમે તમારી દીકરી મને ન આપી હોત ? તમે શું મને ઉડાઉ કે ફુલણજી જાણ્યો હતો ? અથવા તો મારા ઘરમાં તમારી દીકરીને પેટપૂર ખાવાનું ન મળે એમ તમને લાગ્યું હતું ? કદાચ આજે પણ તમે તમારી દીકરી મને દેવાને તૈયાર ન હો ?"

"મારી દીકરી તને દેવાને હું તદ્દન રાજી છું. તું તેને આટઆટલી ચાહે છે એ જાણ્યા છતાં હું કેમ રાજી ન થાઉં ?"

"એટલું એક જ કારણ છે એમ ?"

"જો દરેક જવાબથી તું આમ વિફરતો જ જવાનો હોય તો તારા પ્રશ્નો જ રહેવા દે."

"મારે જે જાણવું છે તે તો હું પૂછીશ જ. હું

જાણવા માગું છું કે મારામાં શો દોષ છે અને શા માટે તમે તમારી દીકરી હું ઇચ્છું એટલી રાજીખુશીથી મને નથી આપતા ?"

વેરાગીએ બહુ લાંબા વખત સુધી વિચાર કર્યો. આમાંથી કેવી રીતે છૂટવું એની તેને સમજ પડતી ન હતી એ વાત તો સ્પષ્ટ જ હતી.

આખરે તેણે સીધો જ માર્ગ લેવાનો નિશ્ચય કર્યો.

"વારૂ, સાંભળ ત્યારે. જો હું એક સાચા ખ્રિસ્તી તરીકે તને સાચું જ કહું તો તો—"

"તો તો શું ?"

"તો તો મારે કહેવું જોઈએ કે એક પિતા તરીકે તો હું મારી પુત્રી તને રાજીખુશાથી આપું છું. તારા જેવો બીજો જમાઈ મને મળે એમ પણ મને લાગતું નથી. આમ છતાં તમારાં બંનેનાં હિતનો વિચાર કરી હું તમને લગ્ન કરવાની સલાહ આપતો નથી."

આટલું કહીને વૃદ્ધ પૅલુકીએ પોતાને કપાળે બાઝેલાં પરસેવાનાં બિન્દુઓ લુછી નાખ્યાં. આ લુકૅસ પણ ખરો જક્કી ! પણ એ પણ સારૂં જ થયું–કારણ કે દીકરીએ લુકૅસના ઇરાદાની વાત પૅલુકીને કહી ત્યારથી તેના મનમાં ઘોળાતા વિચારો કહી નાખવાની તેને તક મળી. નહિ તો તેણે કદાચ તે કદી પણ વ્યક્ત

કરવાની હિંમત ન કરી હોત. પણ હવે તો હદ આવી ગઈ. આટલું કહેતાં કહેતાં તો તેને પરસેવાના રેલા વળી ગયા હતા.

આ શબ્દો સાંભળતાંની સાથે જ લુકૅસ અને તેનો બનેવી તો આશ્ચર્યથી અવાક્ જ થઈ ગયા અને આ વિવાહવિધિ જોવા માટે એકેએક આવી ભરાયેલા આડોશી પાડોશીઓ પણ દીંગ થઈ ગયા. વસ્તુસ્થિતિ આવી થશે એવું તેઓએ બિલકુલ ધાર્યું જ ન હતું. આસપાસનાં ગામોનાં લોકો વરસો થયાં એકે સ્વરે ઉચ્ચારી રહ્યાં હતાં કે લુકૅસ પૅલુકી અને વેન્ડુલ્કા પૅલુકી જેવી જોડ વિધિએ બીજી સરજી નથી. તેઓનો દુઃખાંત પ્રેમપ્રસંગ, વેન્ડુલ્કાની અજબ જેવી એકનિષ્ઠા અને બીજી જ સ્ત્રી જોડે જોતરાયેલા તેના પ્રેમીના વિષાદની વાતોથી ગામ આખું પરિચિત હતું. આ બંનેનો ફરી યોગ થવાનો પ્રસંગ આવ્યો જોઈ સહુ કોઈ હર્ષોત્ફુલ્લ બન્યું હતું. કોઈ મહોત્સવની માફક તેમના લગ્નની રાહ જોવાતી હતી. અને આમ છતાં આ વેરાગી આવી ગળે ન ઉતરે એવી વાતો ઉચ્ચારી રહ્યો હતો પણ થોડી જ વારમાં ગામ લોકોનાં મન સ્વસ્થ થયાં. તેઓ એક બીજા તરફ દૃષ્ટિ મારફત સંદેશ મોકલવા લાગ્યા: "આપણે ક્યાં

એને નથી ઓળખતા ? દરેક કામમાં ધૂળ મેળવવી એ તો એનો ધંધો જ છે."

પણ લુકૅસને સંતોષ ન વળ્યો અને તે વારે વારે તગાદો કરવા લાગ્યોઃ "તમો આ લગ્ન કરવાની સલાહ નથી આપતા તે કાંઈ કારણ તો હશે ને? તમે શું એમ માનો છો કે હવે વેન્દુસ્કા મને ઓછો ચાહે છે ?"

"એવી અક્કલ વિનાની વાત મ કર. એણે તો પોતાનાં આંખ અને હ્રદય તારે કાજે જ ધાર્યાં છે એ તું ક્યાં નથી જાણતો ? જો તારી પત્નીનું અવસાન ન થયું હોત તો તેણે જીવનભર કૌમાર સેવ્યું હોત. ઘણાય રૂપાળા અને સારા સારા છોકરાઓનાં માગાં તો આવ્યાં હતાં પણ તેમાંના એકાદને માટે પણ જો હું એને પૂછવા ગયો હોત તો એણે મારી વાત સરખી યે સાંભળી ન હોત."

"અને કોઇનું માગું સ્વીકારાયા પછી તે જો મારા ઘર આગળથી ગયો હોત તો જીવતો ઘેર પણ ન પહોંચત એ પણ હું પ્રતિજ્ઞા ઉપર કહું છું." લુકૅસ એટલા તો ઝનુનથી બોલ્યો કે ડાસો તો ભયથી મરવા જેવો થઈ ગયો અને વળી પાછો તેને ગુસ્સો કરી પ્રભુનો દોષી ન થવાને વિનવવા લાગ્યો. ક્રોધથી

લુકૅસનો ચહેરો લાલચોળ થઈ ગયો હતો અને એ લાલીથી તેનું મુખ કોઈ અપૂર્વ શોભા ધારણ કરતું હતું. લુકૅસ મઝાનો આદમી હતો. આખી દુનિયા જાણે એની પોતાની હોય એવો ભાવ એનાં વર્તનમાં તરવરી આવતો.

"એણે જેવી રીતે મારા ઉપરનો પ્રેમ ઓછો ન હતો કર્યો તેમ મેં પણ એને કદી મારા હૃદયમાંથી દૂર નથી કરી." બુઢ્ઢાની વિનવણીઓને ન ગણકારતો વિધુર ગર્જ્યો. લગ્નવિધિ પ્રસંગે વાજીંત્રોમાંથી મારે કાને તો માત્ર રૂદનસ્વર જ આવ્યો હતો. હું તો કન્યાને અને પુરોહિતને ચૉરી આગળ જ છોડી વેન્ડુલ્કાની પાસે દોડી જઈ તેને છાતી સરસી ચાંપવાની અણી ઉપર આવી ગયો હતો. પછી કોઇ મને જીવ છતાં તેનાથી વિખુટો પાડી શકે એમ નહતું. આ અંતર્દાહ મેં કાંઈ કન્યાને માટે નહતો સ્વીકાર્યો. તેને તો હું ધિક્કારતો હતો. તે જાણતી હતી કે હું તેને ધિક્કારૂં છું, હું બીજીને ચાહું છું, છતાં તેણે મને જ પરણવાની હઠ લીધી અને મારાં માબાપની સંમતિ મેળવી ત્યારે જંપી. હું તો માત્ર મારાં ઘરડાં માબાપ તરફ જોઈને પરણ્યો હતો. પુત્ર તેમનું કહ્યું ન માને એ અપમાન જ તેમને કદાચ મરણથી અધિક થઈ પડત."

"શાંતિધામમાં પહોચેલાંઓને વળી શા માટે અહીં

તાણી લાવે છે? મેં તને કહ્યું તો ખરૂં કે તારી વિરૂદ્ધ મારે કશું જ કહેવાપણું નથી. તું તો બહુ જ કહ્યાગરો અને માયાળુ છે. પણ આ તો તેં બહુ દબાણ કર્યું ત્યારે મારા મનની વાત કહેવી પડી, કે જેથી જ્યારે તને પણ મારી વાત ખરી લાગે ત્યારે ઠપકો મારે શિર ન આવે. પણ હવે એ બધી વાત જવા દે. કામની વાત પર આવ. હું મારી પુત્રીને હજાર ફ્લોરિન આપીશ. જ્યારે તું એને વેદી આગળ લઈ જશે ત્યારે–તે જ ક્ષણે આ જ ટેબલ પર હું તને હજાર કલદાર ગણી દઈશ. વળી એને છાજે એવાં વસ્ત્રાભૂષણ પણ હું એને આપીશ. આટલાથી જો તને સંતોષ થતો હોય તો લાવ તારો હાથ." એમ કહીને વૃદ્ધ પૅલુકીએ લુકૅસ તરફ હાથ લંબાવ્યો.

વિધુરે મનમાં આનાકાની કરતાં કરતાં વૃદ્ધનો હાથ સ્વીકાર્યો અને કહ્યું: "મારે કોઈ જાતની શરત નહતી જોઈતી. તમો તમારી પુત્રીને કાંઈ આપો ન આપો તે સાથે મારે કશી નિસબત નથી. હું માત્ર તમારી પુત્રીની જ માગણી કરૂં છું. એટલી માગણી પૂરી થાય એટલે હું તો જગ જીત્યો. તમો હજાર દામ આપો એનાં કરતાં તમે પેલું કટુ વેણુ જ ન ઉચ્ચાર્યું હોત તો જ સારૂં થાત. તે મારાં અંતરમાં

શૂળ સમું સાલે છે. અને તમો એમ ન માનશો કે જ્યાં સુધી તમે આ લગ્નને શા માટે ખુશ દિલથી સંમતિ નથી આપતા તે વાત મને જણાવો ત્યાં સુધી હું તમને જંપવા દઈશ.”

ખરા દર્દથી બોલાયેલા આ શબ્દોની અસર ભાવિ શ્વસુરના હૃદય ઉપર થયા વિના રહી નહિ.

“વારૂ, બાપુ!” ક્રોધનો નવો જ્વાલામુખી ફાટી નીકળવાના ભયથી કંપતાં છતાં એક સાદી સીધી વિનંતિ પૂર્ણ કરવાના ઈરાદાથી વૃદ્ધ બોલ્યો: “તારે મારા મનની ખરી વાત જાણવી જ છે? મને ભય રહે છે કે તમારાં લગ્ન ઉપર આશીર્વાદ નહિ ઉતરે.”

“આશીર્વાદ નહિ ઉતરે! શું તમો પણ મારાં માતપિતાની માફક એવું જ ધારો છો?”

“હા યે ખરી અને ના યે ખરી. તમો બંને એક જ કુટુંબનાં છો એ સામે તો મારો વિરોધ છે જ નહિ કારણ કે ધર્મમાં એવાં લગ્નનો નિષેધ નથી. પરંતુ મને બીક લાગે છે એ તો તમારા એકસરખા સ્વભાવની. વેન્ડુલ્કા જે વાત હાથ ધરી તે પ્રલય થાય તો પણ મૂકે એવી નથી. અને તું પણ ધીરજનો ભંડાર છે એમ કાંઇ નથી. આથી જ્યારે તમો બંને સામસામે ભચકાવ ત્યારે તમને ભાન પણ ન

રહે કે તમો ક્યાં વસો છો. ત્યારે સ્થિતિ બહુ જ કફોડી થશે. ખરૂં કહું છું. તેં બધું ય મારે મોઢે કહેવડાવ્યું. લે. હવે તો મને જંપવા દે. આ જોને મારે કપાળે તો પરસેવાના રેલા ચાલે છે. હવે બહુ થયું. હવે મને સુખે પરભવની તૈયારી કરવા દે. હવે તારે કોઈ પણ જાતની ફરિયાદ લઈને મારી પાસે નહિ આવવું. તમને બેને જો ન બને તો યે મને કાંઈ કહેવા ન આવતો. અત્યારે જેમ તને મારૂં બોલવું નથી ગમતું તેમ તે વખતે મને પણ તારૂં બોલવું નહિ ગમે. તમારા ઝઘડાઓ લઈ ને મારી પાસે ન આવશો. મારાં દ્વાર તમારે માટે હવે બંધ થયાં જાણજો. હવે તમે જાણો!"

વૃદ્ધ પૅલુકી પોતાનાં છેલ્લાં વચનો એવાં તો ભારપૂર્વક બોલ્યો કે આસપાસ ઉભેલાઓને ખાત્રી થઈ કે તે ખરેખરૂં જ કહે છે. તે એટલો તો સાવચેત હતો કે ભાગ્યે જ પોતાની જાતને કોઈ પણ વચનથી બંધાવા દેતો. પણ આજનાં એનાં વચનોથી સહુ કોઈની ખાત્રી થઈ કે સ્વયં ભગવાન પણ એને હવે ફેરવી શકે એમ નથી.

લુકૅસ ક્રોધથી ભભુકી ઉઠવાની જે ધાસ્તી એણે રાખી હતી તે ખોટી હતી. તે તો ખુલ્લા દિલથી

હસતો હતો અને બીજાઓ પણ તેનું જ અનુકરણ કરતા હતા. બધાને એમ જ લાગ્યું કે પોતાની વાત ઠસાવવાની ડોસાની આ જ રીત હતી.

"તમારી જો મરજી હોય તો હું લખાણ કરી આપવાને. પણ તૈયાર છું કે અમો બે વચ્ચે ઝઘડો થાય તો તેની ખબર તમારે કાને ન આવે." ઉત્સાહમાં આવીને લુકૅસે કહ્યું.

પોતે વેન્કુલ્કા સાથે કજીઓ કરે એ વિચાર જ લુકૅસને બિલકુલ હાસ્યાસ્પદ લાગ્યો. ડોસો ચાર ડોળે પુત્રીની ચોકી કરતો હતો તે સામે વિરોધ દર્શાવવા કેટલીય વાર તેણે ગામના જુવાનીઆઓને ડોસા વિરૂદ્ધ ઉશ્કેર્યા હતા અને તેનાં છાપરાં ઉપર મોટા મોટા પત્થરો ફેંકાવ્યા હતા. પોતે બીજી સ્ત્રીને પરણ્યો હતો છતાં પણ જેનું રટણ તેના હૈયામાં આઠે પહોર ચાલતું હતું, અને જેણે લુકૅસ જોડે લગ્ન થવાની બિલકુલ આશા ન હોવા છતાં તેના વિના બીજા કોઇનો પણ સ્વીકાર કરવાની ના પાડી હતી તે વેન્કુલ્કાની સાથે લુકૅસ ઝઘડો કરે ?

પૅલુકીનું ઉપનામ નિરર્થક ન હતું મળ્યું. તે એને યોગ્ય જ હતો. આ પ્રસંગે પણ તેને વિષાદ અને ઉદાસીનતામાં ડુબવા કારણ મળશે એમ કોણ કલ્પી શકે ?

હાસ્યથી ઉભરાઈ જતો અણુવર કન્યાને તેડી લાવવા ઉપડી ગયો.

વરને ઘરમાં આવતો જોઇને જ સભ્ય રિવાજ પ્રમાણે વેન્દુલ્કા તો સંતાઈ ગઈ હતી. અણુવર તેને વર પાસે લઈ જવાને આવ્યો અને તેને બધી વાત કહી સંભળાવી ત્યાંસુધી તે પોતાના શયનગૃહમાં જ બેસી રહી.

વેન્દુલ્કાએ અણુવરની સાથે ખંડમાં પ્રવેશ કર્યો. પોતાની ભાવિ પત્નીને જોતાં વેંત જ લુકૅસ ઉત્તેજનાથી એકદમ ફિક્કો પડી ગયો. 'લુકૅસ' કહીને વેન્દુલ્કાએ પોતાનો હાથ લંબાવ્યો. તેની આંખમાંથી તો અશ્રુધારા ચાલી રહી હતી. લુકૅસે લુબ્ધની માફક તેનો હાથ પકડી લીધો અને હૈયાં સરસો દાબ્યો.

"લુકૅસ, તું માને કે ન માને પણ મને તો લાગે છે કે આપણે આટલે ભોગે ભેગાં મળ્યાં તેના કરતાં તો ન જ મળ્યાં હોત તો સારૂં થાત. કદાચ એમ પણ હોય કે હું આખા વખત તે બિચારીને વિષે બહુ જ કઠોરતાભર્યા વિચારો કરતી રહેતી હતી અને તેને તારી સોડમાં જોઈ મારા હૈયાંમાં ઇર્ષ્યા ભડભડતી હતી તેથી જ તેનું અવસાન નિપજ્યું હોય. પિતાજીએ મને બહુ બહુ સમજાવી કે પ્રભુ તો પોતાનું

કાર્ય માણસોની ઇચ્છાને ગણકાર્યા વિના કર્યે જ જાય છે અને મારા બધા વિચારો મૂર્ખાઇ ભરેલા છે, છતાં મારી ભાવનાએ તેને કદાચ હાનિ પહોંચાડી હશે એ વિચાર મારા મનમાંથી જરાય ખસતો નથી. તે મૃત્યુઘંટા કોનું અવસાન સૂચવતી હતી તેની મને ખબર પડી ત્યારથી મારાં આંસુ સૂકાયાં જ નથી. "

લુકૅસે રડતી કન્યાને સાંત્વન આપવાનો પ્રયત્ન કર્યો પણ તેની પોતાની જ આંખોમાં આંસુ ભરાઈ ગયાં હતાં.

આ બંનેને આમ એકબીજાનો હાથ ઝાલીને સજલ નેત્રે ઉભેલાં જોઈ સહુ કોઈને એમ લાગ્યા વિના ન રહે કે એઓ પરસ્પરને માટે જ સરજાયાં છે. બંને ઊંચા કદનાં અને ભરાવદાર બાંધાનાં હતાં. બંનેની આંખો ખંજનશી ચંચળ અને કેશ કાજળશા કાળા અને ગુંછળાંવાળા હતા—એમ જ લાગે કે તેઓનો મીલન-લેખ વિધિએ તેમના લલાટ ઉપર લખી જ રાખ્યો છે.

લુકૅસને લાગણીથી મૂક બનેલો જોઈ બનેવીએ વાત આગળ ધપાવી: "જો તમને એની સદ્દગત પત્ની માટે બહુ લાગતું હોય તો તમો તેના બાળક પ્રતિ માયાળુ વર્તન રાખજો. તમને ખબર તો હશે જ કે આજ સુધી મારી સ્ત્રી એનું ઘર ચલાવતી આવી છે. પણ

તે તે ક્યાં સુધી ચલાવશે ? અમે પણ ખરચવાળ છીએ. એકાદ અઠવાડીઆમાં જ જો તમારાં લગ્ન થઈ જાય એમ હોત તો તો હું તમને કશું જ કહેત નહિ. પણ તમે બંને કુટુંબીઓ હોઈ તમારે બિશપની પરવાનગીની રાહ જોવી પડશે અને એમાં બેએક માસ વીતી જવાનો સંભવ છે. એટલા માટે જ હું તમને કહું છું કે તમારે તરત જ લુકૅસના ઘરને સંભાળી લેવું. એમ થાય તો એને કોઈ અપરિચિતને ઘરમાં રાખવું ન પડે અને વળી પરાયું માણસ છોકરાંની શી સંભાળ લે ? "

અણુવર બોલતો હતો એ દરમ્યાન વેન્ડુલ્કા ધીમે ધીમે શાંત થઈ ગઈ હતી.

" તમે શા માટે એ વિષે આટલું બધું બોલો છો ? " તેણે જવાબ આપ્યો. " મારા પતિના ઘરને અને તેનાં નમાયાં સંતાનને પારકાના હાથમાં સોંપું તો લુકૅસ પોતે અને તમારા જેવા બીજા લોકો પણ મારે વિષે શું ધારે ? " ઠપકાભર્યા સ્વરે તે બોલી, " તેની ભીડની વખતે જો હું તેને મદદ કરવામાં ઢીલ કરૂં તો હું કેવી સ્ત્રી ગણાઉં ? કોઇ પણ છોકરી આવી વાતનો અસ્વીકાર કરે તો મારે તેને કેવી જાણવી એ મને પોતાને જ સમજાતું નથી. હું તો તેના પ્રણયીને

તેની સાથે લગ્ન ન જ કરવાની સલાહ આપું. એવી છોકરીઓનાં મનમાં પતિ પ્રતિ ભક્તિ કે માનવભાવ હોય જ નહિ. જરૂર હું લુકૅસનું ઘર જેમ બને તેમ જલદીથી સંભાળી લઈશ અને તમારાં પત્નીને છૂટાં કરીશ."

સહુએ વેન્‌કુલ્કાના ઉત્સાહભર્યાં વચનોને વધાવી લીધાં. કોઈને પણ અણુવરની વિનંતિમાં જરા ય અજુગતું ન લાગ્યું અને કન્યાએ તે સ્વીકારી તેમાં પણ કોઈને કશો વાંધો ન લાગ્યો. પણ ઉલટું જો તેણે તેનો અસ્વીકાર કર્યો હોત તો તેઓને ખોટું લાગત અને તેને તેઓ ઠપકો પણ આપત. સામાન્ય રીતે રિવાજ તો એવો છે કે લગ્નને થોડાં અઠવાડીઆં વીત્યા બાદ જ કન્યા પોતાને સાસરે રહેવા જાય છે–જો બધી રીતે અનુકૂળતા હોય તો; પણ કાંઈ ખાસ અડચણ ઉભી થઈ હોય તો તે પહેલાં પણ કન્યા સાસરે જાય છે. ટુંકમાં વાક્‌દાન થયું એટલે કન્યા સાસરાંને જ પોતાનું ઘર ગણતી થઈ જાય છે.

સહુકોએ ભવિષ્ય ભાખ્યું હતું કે વેન્‌કુલ્કા વિવાહ થતાંની સાથે જ પોતાના પતિનું ઘર સંભાળવાને માટે ઉપડી જશે. લુકૅસની પહેલી પત્ની બહુ સારી ઘરરખુ ન હતી અને તે આમ એકાએક મરી ગઈ એટલે

ઘરમાં સર્વત્ર અવ્યવસ્થા પ્રવર્તતી હતી. વેન્ડુલ્કા ક્યારે આ બધું વ્યવસ્થિત કરે એની જ સહુ રાહ જોઈ રહ્યાં હતાં એટલે અણુવરની વાત તદ્દન સ્વાભાવિક અને આવશ્યક જ ગણાઈ.

આ બધી બાબતમાં સૌથી વધુ ઉદાસીન વૃત્તિ સેવનાર કન્યાનો બાપ હતો. તેને આવી ક્ષુલ્લક વાતોની જરાય પરવા ન હતી. છોકરી અને તેનો ધણી ફાવે એમ ફોડી લે. તેને મન તો પોતાની પુત્રી હવે પારકી થઈ ગયેલી હતી. હવે તો તે ક્યારે આ અશ્રુપ્લાવિત વિશ્વમાંથી સુખમય પ્રદેશમાં પ્રયાણ થશે તેનો જ વિચાર કરતો હતો. પોતાની પુત્રીના જવાથી હવે તેની શાંત સાધનામાં કોઈ પણ બાધા ન આવે એવી તેને ખાત્રી થતાં નું તેમન જરા ઉલ્લાસ પામ્યું.

વેન્ડુલ્કા અને લુકૅસ પરસ્પર સંમત થયાં એટલે બુઢ્ઢાએ ભોજનને માટે હુકમ આપ્યો-લોકો વાત તો ન કરે કે પુત્રીના વિવાહ પ્રસંગે અતિથિઓને મીઠું મ્હોં પણ ન કરાવ્યું. અતિથિઓને ખાવા માટે આગ્રહ કરવો પડે એમ ન હતું. તેઓએ તો જાતે જ એક બીજાંની તંદુરસ્તી ઇચ્છી પ્યાલીઓ ગટગટાવી.

લુકૅસનું મન ખાનપાનમાં ન હતું. તેની આંખો તો તેની પ્રિયતમાને શોધતી હતી. તેણે ભોજન

સમયે પ્રધાન સ્થાનનો સ્વીકાર કર્યો ત્યારથી જ વેન્ડુલ્કા અદૃશ્ય થઈ ગઈ હતી. ફરી દેખાઈ જ નહિ. કોઈ હસી કાઢે એ ભયે તે કોઈને પૂછી પણ ન શક્યો. પણ તેની ગેરહાજરી તેને બહુ સાલવા લાગી અને મિજબાનીમાં તેને રસ ન પડ્યો. સાંજ પડતાં પોતાના બનેવીને ઉઠવાની તૈયારી કરતો જોઈ તે એકદમ કૂદી પડ્યો અને કોઈની પરવા કર્યા વિના લાંબી લાંબી ફાળો નાખતો પોતાની પ્રિયતમાની શોધમાં રવેશમાં ગયો.

તે એક દાસીની પાસે પહોંચી ગયો અને તેને પૂછ્યું. પેલીના તો આશ્ચર્યથી ડોળા જ ફાટી ગયા. તેને બહેરી ધારીને તેણે ફરી વાર પ્રશ્ન કર્યો. આખરે તેને જવાબ મળ્યો:

"તે તો ક્યારની ય ઉપડી ગઈ છે."

"ક્યાં?" પોતાના પ્રશ્નથી દાસીને જેટલું આશ્ચર્ય થયું હતું તેટલું જ આશ્ચર્ય પામીને લુકૅસે પૂછ્યું.

"તે વળી ક્યાં જવાની હતી?" મ્હોં વકાશીને દાસી બોલી, "તમારે ઘેર. જ્યારે હું બીર લેવા માટે ગઈ ત્યારે તે પોતાનાં વસ્ત્રો બાંધતી હતી અને હું પાછી આવતી હતી ત્યારે તે મને તમારાં ઘર આગળ મળી."

દૃઢતાની બાબતમાં લુર્કેસ વેન્ડુલ્કાને હાથે હાર પામવા નહતો માગતો. આખે રસ્તે બૂમો પાડતો તે એકદમ ઘેર દોડ્યો અને હાંફતો હાંફતો ઓરડામાં દાખલ થયો. તેણે પોતાની પ્રિયતમાને પોતાનાં નમાયાં બાળકનાં પારણાં પાસે બેઠેલી જોઈ. અણુવર તેને વર પાસે લાવ્યો અને તે બંનેની દૃષ્ટોદૃષ્ટ મળી તે વખતની માફક અત્યારે પણ તે ચોધાર આંસુએ રડતી હતી.

પોતાનાં અસીમ સુખના આવેશથી તેના ભાવમાં વિક્ષેપ કરવાની લુર્કેસની હિંમત ચાલી નહિ. તે પોતાની પાસે જ છે એટલું જાણીને જ સંતોષ માની તેના શાંત પડવાની રાહ જોતો તે બારીએ ઉભો. દિગંત પર વૃક્ષરાજિની પાછળ સૂર્ય અસ્ત પામતો હતો. સારું ય વિશ્વ જાણે સોને રસ્યું હતું. પશ્ચિમાકાશમાં લાલીનો ધોધ ફાટ્યો હતો અને બધું અનલોદધિની માફક ઝળહળી રહ્યું હતું.

સૃષ્ટિનું આ સૌન્દર્ય અને આ ભવ્યતા લુર્કેસને અવર્ણનીય લાગ્યાં. પોતે જાણે કોઇ આજીવન વ્યાપનાર મહોત્સવનો આરંભ નિહાળી રહ્યો હોય એવાં સુખસ્વપ્નો તે જોતો હતો.

એમ તો સૂર્યે ઘણીવાર એટલી શોભા અને વૈભવ

સાથે અસ્તાચળ પ્રતિ પ્રયાણ કર્યું હશે પણ તે વખતે લુકૅસને બધું જ શોકની છાયાથી ઢંકાયેલું લાગતું હતું.

ધીમે ધીમે વેન્ડુલ્કા સ્વસ્થ થઈ અને ઊંઘતાં બાલકની પાસેથી ઉઠી. લુકૅસે પણ બારીએથી ફરીને પાછું જોયું. રવેશમાં પ્રવર્તતી આદર્શ સ્વચ્છતા અને વ્યવસ્થાએ તરત જ તેનું ધ્યાન ખેંચ્યું. વેન્ડુલ્કાએ પોતાના ભાવિ પતિના ઘરમાં પગ મૂકતાંની સાથે જ તેને પોતાનું કરી લીધું. વેન્ડુલ્કાએ નોકરોને જમાડીને બધું પાછું વ્યવસ્થિત કરી મૂક્યું હતું. એ જોઇને લુકૅસને લાગ્યું કે આ બાબતમાં તે બંને વચ્ચે જબરૂં ઐક્ય છે. નોકરોને તેમનું ભોજન વખતસર અને યોગ્ય રીતે મળે એવી લુકૅસની પણ આંતરિક ઇચ્છા હતી. તેની પહેલી પત્નીએ કેટલી યે વાર આમાં ત્રુટિ કરીને તેને પજવ્યો હતો. પણ હવે તેને લાગ્યું કે આજથી તેના ઘરમાં નવું જ ચેતન, નવું જ જીવન વિલસશે. અને આમ છતાં પેલો ઘરડો વેરાગી કહેતો હતો કે એ બંનેના સ્વભાવનો મેળ ખાશે નહિ ! તેઓના સ્વભાવમાં આટલું બધું સામ્ય છે એટલે તો તેઓ એકબીજાને વધુ સારી રીતે સમજી શકશે.

વેન્ડુલ્કા પોતાની પાસે આવશે એવી લુકૅસે આશા

રાખી હતી. તેના લાગણીઓ ઉત્તેજિત થયેલી હોવાથી રખેને તેનું માથું વળી ફરી જાય એ ભયથી તે તેની પાસે જતાં આનાકાની કરવા લાગ્યો. વેન્ફુલ્કા ચૂલા પાસે પડેલા રેંટીઆ અને તેની ત્રાકો તપાસતી હતી અને જોતી હતી કે નોકરડીઓ પૂરતી સંભાળ રાખે છે કે નહિ. આથી થોડી વાર થોભીને તે તેની પાસે ગયો અને ચૂલા પાસે ટૂલ પર બેઠો બેઠો પ્રેમપૂર્ણ હૃદયે પોતાની સુંદર વલ્લભાને નિહાળવા લાગ્યો. બપોરની માફક અત્યારે પણ લાગણીઓ ઉત્તેજિત થવાને લીધે તેની જીભ જડાઈ ગઈ. તેણે પણ મૌન જ સેવી રેંટીઆમાં જ પોતાનું મન પરોવ્યું.

લાગણીથી રૂંધાયેલા કંઠે આખરે લુકેસે શરૂઆત કરી: "મારા ઉપર તું આટલી બધી માયા રાખે છે એ બહુ સારી વાત છે."

વેન્ફુલ્કા આશ્ચર્યચકિત નયને તેના તરફ જોઈ રહી. નિર્દોષ બાળક અને તેની સદ્‌ગત માતાના વિચારોથી તેનું મન જો આળું ન થઈ ગયું હોત તો આ શબ્દો સાંભળીને તે ખડખડાટ હસી પડત.

"એ તે કાંઈ નવી વાત છે કે તું આમ મારાં વખાણ કરવા બેઠો ?"

"ના, એ નવું તો નથી જ. હું તો એટલું જ કહેવા માગતો હતો કે જો તું દૃઢ ન રહી હોત તો આપણે એ કદી ભેગાં ન થઈ શકયાં હોત."

"એ તો ખરૂં જ" તેણે સંમતિ દર્શાવતાં કહ્યું, "આપણે સારે નસીબે બધું સીધે સીધું પાર ઉતર્યું. પણ તારી મૃત પત્નીને એ માટે ભોગવવું પડ્યું. એકનો જીવ જાય અને બીજાને મન હસવું થાય એ તો વિશ્વનો ક્રૂર નિયમ જ છે. છતાં તેણે તારી સોડ છોડી મારે માટે જે કર્યું છે તેનો બદલો હું તેનાં બાળકની સેવા કરીને વાળી દઇશ. તું રવેશમાં આવ્યો તેની સહેજ પહેલાં જ મેં તેને વચન આપ્યું હતું કે તેનાં બાળકનો એક વાળ પણ વાંકો થવા દેવા કરતાં તો મારો હાથ જ ઉડી જાય એ હું વધુ પસંદ કરૂં છું. જ્યારે તે બાળકને મળવા આવશે ત્યારે તેને ખબર પડશે કે મેં મારૂં વચન સંપૂર્ણ રીતે પાળ્યું છે. તેને એક પણ વાર એનાં વસ્ત્રો ન બદલવાં પડે કે એનું બિછાનું યે ન બિછાવવું પડે. બાળક જાણે જળમાં ઉગેલાં પદ્મની માફક એમ જ ઉગી નીકળ્યું છે એમ લાગશે! દરરોજ રાત્રે હું તેના આવવાની રાહ જોઈશ. પારણાંની આસપાસ હું રાખ ચાળી મૂકીશ કે જેથી તેનાં પગલાં હું જોઈ

શકું. કહે છે કે પ્રેતો પણ પગલાં તો પાડે જ છે; બહુ જ હળવાં હોય છે એટલે એકાએક દેખાતાં નથી, એટલું જ. તું એ જાણે છે કે નહિ ?"

લુકૅસે માથું તો હલાવ્યું પણ તેને ખબર ન હતી કે શી વાતમાં તે હા પાડે છે, અથવા તો વેન્ડુલ્કા તેને શી વાત કહી રહી છે; જો કે તેની આંખો તો વેન્ડુલ્કાના ઓઠો ઉપર જ ઠરેલી હતી. પણ તે કાંઈ તેના ઉચ્ચારેલા શબ્દો ઝીલવા માટે ન્હોતો મીટ માંડી રહ્યો. પણ ઓષ્ઠો બહુ જ સુંદર લાલીયુક્ત પકવબિંબશા હતા માટે તેની આંખો લુબ્ધ થઈ હતી. જ્યારે એ વેન્ડુલ્કાને મળવા માટે મહા ધુમસ્કાનો મચાવતો હતો ત્યારના કરતાં તો વેન્ડુલ્કાનું સૌન્દર્ય દશ ગણું વધી ગયું હતું.

ના. એ તો બને જ નહિ. આમ માત્ર ઓષ્ઠ-દર્શનથી તે લુકૅસને કેમ સંતોષ વળે ? તે કેટલા ઉષ્મ અને મધુર છે તેનો પણ તેણે અનુભવ કરવો જ જોઇએ.

અને એ શું કરે છે એ પણ વેન્ડુલ્કા સમજી શકે તે પહેલાં તો એણે કૂદીને તેને બાથમાં લીધી અને તેના લાલ અધર ઉપર પોતાનું મુખ એટલું તો જોરથી દાબ્યું કે લોહી નીકળવું જ બાકી રહ્યું.

આશ્ચર્ય અને ક્રોધથી ઝબકી ઉઠી વેન્ડુલ્કા પોતે છૂટી થઈ ગઈ અને પોતાની બધી ય શક્તિથી તેને હડસેલી મૂક્યો. લુકૅસે આવું નહતું ધાર્યું. અચાનક ધક્કો આવવાથી તે પાછળ લથડયો.

"શરમ નથી આવતી, જરા...થઈને–!" તે પાછી ફરી અને જાણે સંધ્યાકાશનું પ્રતિબિમ્બ તેનાં મુખ ઉપર પડયું હોય તેમ તે એકદમ લાલ થઈ ગયું.

"બાપ રે! એક ચુંબનને માટે આ તે શી ધમાલ! આ જાણે પહેલી જ વાર તને ચુંબન કરતો ન હોઉં!" લુકૅસે તેને ઠંડી પાડવાનો પ્રયત્ન કર્યો, પણ અપરાધ ફરી કરવાનો તેનો ઈરાદો દૂર થયો હોય એવાં ચિહ્નો કાંઈ જણાયાં નહિ.

"હું એમ નથી કહેતી કે આ પહેલી જ વાર તું ચુંબન કરવા આવે છે પણ પહેલાં તો તું સ્વતંત્ર હતો. અને જો હું વાંધો ન લઉં તો કોઇને લાગે વળગે એમ ન હતું. પણ હમણાં તો હજી તારા ઉપર તારી મૃત પત્નીનો અધિકાર છે."

પણ લુકૅસ કાંઈ આ સાંભળે એમ ન હતું. તેણે આ વચનો સામે વિરોધ દર્શાવ્યો. "ના, ના. અંત્યેષ્ટિ સંસ્કાર થયા ત્યારથી તે આજે છેક છેલ્લી વિધિ થઈ ત્યાં સુધી મેં મારી સ્ત્રીને માટે યથાવિધિ

શોક પાળ્યો છે. આ બધા દિવસો દરમ્યાન એક વાર પણ તારૂં નામ સરખું યે લીધું નથી અને માર્ટિન્કા સાથે હું શું કરવા ધારૂં છું એ તને જણાવ્યું ત્યાં સુધી તને જોઈ પણ ન હતી. આજે બપોરે જ હોટલમાં મેં તેને વિષેનો મારો બધો શોક સહુ દેખતાં દારૂની રેલમાં વહેવડાવી દીધો છે. ત્યાં જ તે અધ્યાય તો પૂરો થઈ ગયો. તારે જેને પૂછવું હોય તેને પૂછ. સૌ કોઇ કહેશે કે મારામાં અને કુંવારા યુવાનમાં જરાય ફેર નથી. "

" મારે શું કરવું, શું ન કરવું એ બાબત હું બીજાને પૂછવા નથી જતી, અને કોઈએ મને કહેવું પણ નહિ. કારણ કે હું મારા પોતાના મનની વાત સારી રીતે સમજું છું. હું કહી દઉં છું કે હજી જ્યાં તારી મૃત પત્નીની ભોંય પણ સૂકાઇ નથી, તે તારા ઘરમાં મારી સાથે કોઈ પ્રેમચેષ્ટા કરે એ મને ન ફાવે. આખી દુનિયા મને ખોટી કહે તો યે મને તેની પરવા નથી. આપણે બંને પરણ્યા પછી આપણો પરસ્પરની ઉપર અધિકાર જામશે અને તેને ખોટું લગાડવાનું રહેશે નહિ. તે વખતે એ પ્રેમચેષ્ટાઓ માટે પૂરતો અવકાશ રહેશે. "

" ત્રણ વરસ પહેલાં જ્યારે હું તારે માટે ગામ

બધું માથે લેતો હતો ત્યારના કરતાં અત્યારે તું દશ ગણી વધારે સુંદર બની છે એ વાત ખરી, પણ ત્યારે તું આજના કરતાં દશ ગણી વધુ અનુકૂળ હતી. તું એસ્પન વૃક્ષ નીચે મારી રાહ જોતી ઉભી રહેતી, હું સંધ્યાકાળે ઝરણાં પાસેની વિલ્લોની ઘટામાં થઈને તારી વાડીમાં છાનોમાનો આવતો, ત્યારે તું આનંદનાં પોકાર કરતી તેનો તો જરા વિચાર કર. ત્યારે તો તું આનંદભેર મારી બાથમાં ધસી આવતી. આટલી બધી લજ્જા આમ એકાએક ક્યાંથી આવી ભરાઈ ?"

આ બધી કુંજ–મીલનની સ્મૃતિ તાજી થતાં વેન્ડુલ્કાએ સ્મિત ફરકવા દીધું ખરૂં, પણ તેના ઠપકાને તો તેણે સાંભળ્યો સરખો યે નહિ અને કોઇ પણ કારણસર બીજી વાર ચુંબન કરવા દેવાની ના પાડી. અને જ્યારે તેણે તેના ગળામાં ઓચિંતો જ હાથ નાખ્યો ત્યારે તો ગુસ્સો અજબ વધી ગયો. તેને આમ ધુરકીયાં કરતી અને ન જંપવા દેવામાં આવે તો ખોટાં પરિણામો આવવાની ધમકી દેતી જોઈ કોઈને પણ આશ્ચર્ય થયા વિના ન રહે. પણ જ્યારે તે છૂટો ન જ પડયો અને તેને પજવવાનું તેણે ચાલુ જ રાખ્યું, ત્યારે તેણે તેને પકડયો અને શું થાય છે એની કલ્પના પણ તેને આવે તે પહેલાં તો તેને

રવેશ બહાર કાઢી મૂક્યો અને બારણે આગળો મારી દીધો, તથા બારણાં સામે ટેબલ ગોઠવી દીધું કે ફરી આવી જ ન શકે.

*  *

પોતે આકાશમાંથી તૂટી પડયો હોય એમ લુકૅસ ઘણો વખત સુધી બહાર અંધારામાં ઉભો રહ્યો. પ્રેમની પાંખોએ ચઢી તે જ્યારે વેન્ડુલ્કાની પૂંઠે દોડી આવ્યો હતો ત્યારે સંધ્યાચિત્ર તેણે આવું ન હતું કલ્પ્યું. પણ તેણે પોતાના હૃદયમાં જાગતા ભાવોને દબાવી દીધા. આ બધું માત્ર જરા વધી ગયેલ ઠઠ્ઠા મશ્કરી હોય એમ હસી કાઢવાનો તેણે પ્રયત્ન કર્યો. પોતાના ભાવિ પતિ સાથે આમ મશ્કરી કરવાનો અધિકાર પત્નીને નહિ તો કોને હોય ? તેને જરા પજવવાનો અને ચિઢવવાનો તો તેનો હક્ક છે જ.

એમ વિચારી લુકૅસ ફરી દાખલ થવાનો પ્રયત્ન કર્યા વિના તે ઓરડા આગળથી ચાલ્યો ગયો. નોકરો સાથે તેણે ખુશ દિલથી વાતો કરી—જાણે તે પોતાની ઈચ્છાથી જ તેની આરે ન આવવા માટે બહાર નીકળી આવ્યો ન હોય! નવ ગૃહિણીનાં વખાણ અને એવાં સરસ શેઠાણી મળવા માટે શેઠને અને તેમને પોતાને આપેલાં અભિનંદનનો તેણે હસતે

મુખે સ્વીકાર કર્યો. ઉંઘનો સમય થતાં જ તે નોકરોની સાથે ઘાસ ભરવાને માળીએ જઇને સૂઇ ગયો. તેની પત્નીના અવસાન પછીથી હમેશાં ત્યાં જ રાત્રિ ગાળવાનો તેને અભ્યાસ થઇ ગયો હતો.

*　　　*　　　*

તે સૂતો સૂતો વારેવારે પાસાં બદલવા લાગ્યો. તેને ચેન નહતું પડતું. આંખમાં ઉત્કટ પ્રેમ વિલસતો હોવા છતાં વચન અને વાણીમાં વેન્ડુલ્કાએ શા માટે આટલો બધો સંયમ જાળવ્યો હશે, શા માટે તેણે આટલી બધી લજ્જાતિશયતા રાખવી હશે એ તે સમજી નહતો શકતો. તેણે શું વિચાર્યું હશે? પુરુષોના સ્વભાવ પ્રમાણે લુકૅસ પણ હવે તેને પહેલાં જેટલી ચાહશે નહિ એવો તેને ભય લાગ્યો હશે? એટલા માટે જ તો તેણે ઓછું બોલવામાં અને દૂરને દૂર રહેવામાં જ ડહાપણ છે એમ માન્યું ન હોય? પણ લુકૅસ તેને જીવ જેવી ગણતો, તે તો તેની સત્યનિષ્ઠા અને સંપૂર્ણ અનુકૂળતાને લીધે જ. તેના પ્રત્યેક દૃષ્ટિપાત અને વચનમાં સચ્ચાઇ ભરેલી હતી એ જાણીને લુકૅસનો આનંદ માતો ન હતો. આખરે તેણે આ બાબત માથાઝીક ન કરવાનો અને તેનામાં આ એકાએક ફેરફાર કેમ થયો તે જાણવાનો પ્રયત્ન

પણ ન કરવાનો નિશ્ચય કર્યો. કદાચ વેન્ડુલકાને પોતાને જ પોતાના આચરણનો મર્મ નહિ સમજાતો હોય. સ્ત્રીઓ કેટલીકવાર અમુક જીદ પકડે છે અને જયારે પૂછીએ છીએ ત્યારે કાંઇ કારણ આપી શકતી નથી.

આ કાંઇ મોટી વાત ન હતી. એક ચુંબનમાં શું? આજે નહિ તો કાલે. તે તેને ઘેર તો આવી હતી અને હવે કોઇ દખલ કરી શકે કે તેને લઇ જઈ શકે એમ તો હતું જ નહિ.

"એનો વિચાર તો કાલે ફરી જશે. એ કાંઈ બહુ વાર ટકી શકે એમ નથી." એવો વિચાર કરી આશ્વાસન મેળવવા માટે લુકૅસે કુંજમિલનોની સ્મૃતિને તાજી કરી.

એ સુખમય સમય ફરીવાર આવવાનો છે એવી ખાત્રી થતાં તેણે પોતાના મગજમાંથી બીજા ઉદ્વેગકર વિચારોને કાઢી નાખ્યા અને નિદ્રા લેવા માટે પોપચાં બીડ્યાં. બરાબર એ જ ક્ષણે ત્રીજો મરઘો બોલ્યો અને દાસીઓને જાણ થઈ કે સૂર્યે પોતાની પુષ્પશય્યાનો ત્યાગ કર્યો છે અને પોતાનાં કામનો તગાદો કરતો નવો દિવસ આવીને ઉભો છે.

બીજે દિવસે તો વેન્ડુલ્કાનાં વિચારો ફેરવાઈ

જશે એમ માનવામાં લુકૅસે ભૂલ કરી હતી. બીજે દિવસે પણ તે તો તેને તે જ રહી અને ત્રીજે દિવસે પણ કાંઈ પરિવર્તનનાં ચિહ્નો જણાયાં નહિ. તે તો પોતાની વાતને દઢતાપૂર્વક વળગી જ રહી કે લગ્ન થયા પહેલાં ચુંબન કે બીજી કોઇ પણ પ્રેમચેષ્ટા ન જ થઇ શકે.' એમને બંનેને સુખી કરવા જેણે આ જગતનો ત્યાગ કર્યો તે બિચારીની ચિરશાંતિમાં શાને વિક્ષેપ નાંખવો ? તેને દોરવાનો બીજો શો ઉપાય હતો ? તેઓ તેને માનની દૃષ્ટિએ જોતાં હતાં અને તેનાં સ્મરણને મહા મૂલ્યનું માનતાં હતાં એ વાત સંયમના સેવનદ્વારા દર્શાવ્યા વિના તેના પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરવાનો બીજો માર્ગ જ ક્યાં હતો ?

લુકૅસ પ્રેમથી વેન્ડુલ્કા પાસેથી કશું જ ન કઢાવી શક્યો. તેના વિતંડાવાદથી તે તદ્દન કંટાળી ગયો. તેની દૃષ્ટિ વિરૂદ્ધ લુકૅસ ગમે તેટલું બોલે પણ તે સાંભળે જ કોણ ? તેની સાથે કડકાઇ ચલાવવાને તેનો જીવ નહતો ચાલતો, એટલે તેણે વિનવણીનો માર્ગ લીધો. હવે તેણે પ્રેમની પ્રમાણ-મુદ્રા તરીકે ચુંબનની માગણી કરવી છોડી દીધી. હવે તો તે માત્ર તેની અનુકૂળતાનાં ચિહ્ન તરીકે જ ચુંબન માગવા લાગ્યો.

# ચુંબન

"લુકૅસ, તું કાંઇ હવે નાનો કીકલો નથી." તે તડુકી ઉઠી. "પુરુષમાં સ્ત્રી કરતાં તો જરા વધારે અક્કલ હોય; તું આટલું યે સમજતો કેમ નથી? હું તો હવે વાજ આવી ગઈ."

લુકૅસે બહુ યે કહ્યું, બહુ યે દલીલો કરી, બહુ યે વિનવણી કરી પણ સર્વ વૃથા. આખરે તેને વિચાર સૂઝયો કે પોતે તેના પ્રેમમાં ગાંડો બનેલો છે એમ માનીને તેની પ્રિયતમા તેને જાણી જોઇને આમ કનડે છે. તેને કદાચ આથી આનંદ મળતો હશે. કદાચ તે મનમાં મલકાતી હશે. વિચારતી હશે કે હું તારી સાથે ફાવે એમ વર્તી શકું છું. તું કાંઇ મારાથી દૂર ભાગી જાય એમ નથી. કેટલાંક માણસો અપ્રાપ્ત વસ્તુઓને બહુ કિંમતી સમજે છે અને તે મળે છે એટલે પછી તેની કાંઇ કિંમત જ રહેતી નથી. વેન્ડુલ્કાનું પણ કદાચ આવું જ હોય!

ધીમે ધીમે તેને વેન્ડુલ્કાના વર્તનથી ખોટું લાગવા માંડયું અને આઠ દિવસ થયા એટલે તેણે તેને સ્પષ્ટ રીતે કહી દીધું કે ત્રણ વરસ પહેલાં તે જેટલી માયાળુ હતી તેટલી તે હવે રહી લાગતી નથી.

પણ વેન્ડુલ્કા તેનું કહેવું સમજી જ ન હોય અથવા

તેના શબ્દો એક કાનેથી આવી બીજે કાનેથી ચાલ્યા ગયા હોય એવું કરતી અને કશો ચોક્કસ જવાબ જ દેતી નહિ. બીજી બધી રીતે તો તેની સાથે બહુ જ માયાળુ રીતે વર્તતી અને ઘરકામ એટલા તો આનંદથી કરતી કે સહુ કોને એમ જ લાગે કે તે જાણે સાતમા સ્વર્ગમાં વિહરે છે. તેનો ખીલેલો ચહેરો જોઇને જોનારમાં પણ સુખનો સંચાર થતો. લુકૅસ પણ આથી આનંદ પામતો. જ્યારે તે લુકૅસ તરફ મધુર દૃષ્ટિ નાખતી અને મંદહાસ્ય કરતી ત્યારે તે પણ જાણે સ્વર્ગસુખ અનુભવતો. પણ તે પ્રેમાનંદની વાતો કરવા તેની પાસે બેસતો કે તરત જ તેને કોઇ કામ યાદ આવતું અને તે તેની પાસેથી પલકમાં ઉડીને ચાલી જતી. તેને અટકાવવાનો વખત પણ લુકૅસને મળતો નહિ.

વેન્કુલ્કાએ ઘર સંભાળી લીધું ને થોડા જ દિવસ થયા એટલામાં તો બધું નવું નવું દેખાવા લાગ્યું. ઘરનો એકેએક ખૂણો સુદ્ધાં સ્વચ્છ અને વ્યવસ્થિત બની ગયો. સવારથી સાંજ સુધી વેન્કુલ્કા એટલી તો કામમાં દટાઈ રહેતી કે તેને વાત કરવાનો સમય ભાગ્યે જ મળતો. પણ પ્રેમ–મુગ્ધ લુકૅસને આ બધાં

કામની, ઘરની વ્યવસ્થાની અને તેમાં થયેલા ફેરફારોની કાંઇ પડી નહતી. તેને તો બસ તેનું ચુંબન જોઇતું હતું. બીજું બધું તે પડયું રહેવા દે તો યે વાંધો નહિ.

પ્રેમથી અને ધમકીઓથી પણ જ્યારે તેનો અર્થ ન સધાયો ત્યારે તેની ધીરજ ખૂટી. આખરે તે સ્વસ્થતા ગૂમાવી બેઠો અને વેન્ડુલ્કા સાથે કટુ વર્તન ચલાવવા લાગ્યો. એક દિવસ તો તેણે જમીન પર પગ પછાડયો—

" સાંભળ, વેન્ડુલ્કા, આપણે હવે ગમે તે એક નિકાલ કાઢવો જ જોઇએ. આ ધાંધલથી તો હું બિલકુલ કંટાળી ગયો છું." લુકૅસે યુદ્ધઘોષણા કરી. " પહેલાં કુંજઘટામાં તું મને જેવાં આલિંગન દેતી તેવું આલિંગન જો તું મને ઝટપટ ન દે તો પછી હું એવું કાંઇક કરી બેસીશ કે જે તને જરા ય ન ગમતું હોય. હું આજ ક્ષણે હોટલમાં ચાલ્યો જઈશ અને સૂર્યોદય પહેલાં પાછો આવીશ જ નહિ."

વેન્ડુલ્કાના ગાલે લોહી ભરાઇ આવ્યું. લુકૅસની ધમકીથી તે ગભરાઈ ગઇ હતી તે તો સ્પષ્ટ જ દેખી શકાતું હતું. તો પણ નમતું મેલવાનો તો તેને ખ્યાલ સરખો યે કદી ન આવે.

"આટલી ઉમ્મરે પણ જો તને અક્કલ ન આવી હોય તો જા ખુશીથી." તેણે ટુંકમાં જ પતાવ્યું અને પછી દોડી ગઇ.

લુર્કસના ધારવા કરતાં વાત વધી ગઈ. તેણે ધાર્યું હતું કે કંઇ નહિ તો સારૂં દેખાય એટલા માટે પણ તે નમતું આપશે. પણ આમાં નિરાશા પ્રાપ્ત થઇ એટલે પોતાની ધમકીને અમલમાં મૂકયા વિના તેનો છૂટકો જ ન હતો. ટોપી ઉપાડી જેના પ્રતિ જરા પણ રૂચિ ન હતી એવી હોટલમાં જઇને તે બેઠો. તેની પત્નીની હયાતીમાં જ્યારે તે તેનાથી તદ્દન કંટાળી જતો અને વેન્કુલ્કાનો અભાવ બહુ જ સાલતો ત્યારે તે કોઇક જ વાર હોટલમાં જતો. જ્યારે તે ઘર બહાર નીકળ્યો ત્યારે તેનામાં ખુન્નસ વ્યાપી રહ્યું હતું. તેણે પોતાની અતિ લજ્જાશીલ અને હૃદયહીન પ્રિયતમા ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો હતો. મોડી રાતે તે પાછો ઘેર ગયો અને જાણી જોઇને દૂધનાં વાસણો વગેરે ગબડાવી નાખ્યાં કે જેથી વેન્કુલ્કા અવાજ સાંભળીને માને કે તેને કારણે આ છાકટો બન્યો છે.

આ બધી મૂર્ખામી તેને લીધે જ થઈ રહી છે

એ વેન્ડુલ્કા સમજ્યા વિના રહે ખરી? લુક્સે તેના ઉપર ખરેખર ક્રોધે ભરાવાનો વિચાર કર્યો હતો પણ સ્વયં સેતાન ભરાયો હોય તેની માફક તેણે આમ અવાજ કરવા માંડ્યો એટલે તો તેનાં હસતાં હસતાં પાંસળાં યે દુખવા આવ્યાં. તે શિક્ષા કરવા માગતો હતો વેન્ડુલ્કાને, પણ થતી હતી તેને પોતાને! તે પીવાની પરવા કરે એવો ન હતો તે તે બરાબર જાણતી હતી અને છાકટો થવાની વૃત્તિ વિના કોઇ પણ માણસ એક રાતમાં છાકટો થઇ જતો નથી એ પણ તે સારી રીતે સમજતી હતી.

સવારે જ્યારે બંને જણાં મળ્યાં ત્યારે વેન્ડુલ્કાએ રાતની વાત છેડી સરખી પણ નહિ. તે તેની સાથે બને એટલો ઓછો સમય રહી કામને માટે દોડી ગઇ. તેને બ્હીક લાગતી હતી કે જો તે તેની સાથે લાંબો વખત વાત કરશે તો તેનાથી હસી પડાયા વિના રહેવાવાનું નથી. જો ભાઇસાહેબ સોળેક જ વરસના હોત તો તો તેનાં આવાં વર્તનથી વેન્ડુલ્કાને આશ્ચર્ય ન લાગત પણ આવો ઠરેલ, જાણીતો અને એક વાર પરણીને વિધુર બનેલો પુરુષ આવું કરશે એમ તેણે ન હતું ધાર્યું. એક ચુંબનને માટે તે કોઇ દૂધની

ઉપર મુદ્રિત થયું. લુર્કસે પોતાની ભાવિ વધૂને કમરપટ્ટાથી પકડી, ઊંચકી. તેના હૃદયમાં લાગણીનું એટલું તો પ્રબળ હતું કે તેના મુખમાંથી વાચા ન હતી સરતી. એમને એમ તે તેને પોતાના ઘર સુધી ઉપાડી ગયો.

* *

આ વેન્-ડુલ્કાને તે શું કહેવું ? પહેલાં તેણે ચુંબન કરવા દેવાનો વિરોધ કર્યો; થોડા જ સમયમાં તે જેની સાથે લગ્નવેદી આગળ ઉભી રહેવાની હતી તેને ચુંબન કરવા દેવા કરતાં આખા ગામમાં ફજેતી ઉડે એને પણ તેણે સારૂં ગણ્યું, નાસી ગઈ, દાણચોરોની ભેગી રહી, પણ ચુંબન ન જ કરવા દીધું, અને ક્રોધનો આ આફાટ ધોધ વહેવડાવ્યા પછી પોતાની મેળે જ વણમાગ્યું ચુંબન દેવા દોડી ગઈ! શો સ્ત્રીઓનો સ્વભાવ છે ! કઇ સ્ત્રી નથી જાણતી કે તેની મરજી હોય કે ન હોય તો પણ તેની વિવેકશક્તિની સાથે સાથે જ તેનું હૃદય પણ દોટ કાઢીને ભાગવા જ માંડે છે. ભગવાન જાણે આમ કેમ થતું હશે ! મારૂં તો મગજ થાકી ગયું-એનો વિચાર કરતાં. એ વાતનો સદાને માટે કાંઈ નિવેડો આવી જાય તો જ સારૂં. અને આ લુર્કસને પણ શું કહેવું ? લગ્નને

દિવસે મારો વહાલો બડાશ હાંકે છે કે મારી પત્ની તો લગ્ન પહેલાં મને ચુંબન ન કરવા દેવા માટે નાસીને દાણચોરો ભેગી ભળી ગઈ હતી. આ કહેતી વખતે તેનો ગર્વ જોવા જેવો હતો. તેનાં વખાણ કરતાં તે થાકતો જ ન હતો અને સૌ કોઇને પોતાની સ્ત્રી બતાવતો ફરતો હતો.

આ લગ્ન વખતે સૌથી વધારે આતશબાજી કોણે ફોડી હશે એ તમે કંઈ કલ્પી શકો છો? સાત સાત તો અણવર હતા. છ તો ઘોડે ચઢીને તેની આજુબાજુ ચાલતા હતા અને સાતમો લુકૅસની સાથે. પણ આ બધા જુવાનીઆ કરતાં પેલા બુઢ્ઢા મૅતુસે વધુ દારૂનો ધૂમાડો કર્યો. તેણે બે હાથમાં બે પિસ્તોલો રાખી હતી અને એક્કી સાથે બબ્બે ભડાકા કરતો હતો. જ્યારે મહેમાનો તેની પાસે થઈને જતા હતા ત્યારે તે તો એવા મોટા ભડાકા કરતો હતો કે પેલા સતાયુ લીમડા નીચે ઉભેલી આદિજનનીની કુતૂહલ-પ્રિય પુત્રીઓના કાન પણ બ્હેર મારી જતા.

માર્ટિન્કા એની પાસે જ ઉભી હતી. કોઈ કોઈ વાર મૅતુસ રમુજમાં તેના માથા તરફ પિસ્તોલ તાકતો ત્યારે તે માત્ર હસતી. જ્યારે વેન્કુલ્કાએ માર્ટિન્કા મારફત મૅતુસને લગ્નયાત્રામાં જોડાવાને કહેવડાવ્યું

ત્યારે, તેને થયું કે હું જાતે જ શા માટે લગ્ન ન કરૂં ? તેણે ધંધાની બધી તગડમાંથી છૂટવાનો અને ધંધો પોતાના પુત્રોના હાથમાં સોંપવાનો ઠરાવ કર્યો અને માર્ટિન્કાને પણ હવે પોતાનાં હાડકાંને જંપ દેવા કહ્યું. તે હવે જીવનનાં બાકીનાં વર્ષો મૅતુસની પાસે રહી આનંદ અને સંતોષમાં ગાળે તો શું ખોટું ? જો તે બે જણાં લગ્ન કરે તો માર્ટિન્કાનું નાનું ઝુંપડું પણ જરા રસમય બને અને મૅતુસ પણ પોતાનું નિવૃત્ત જીવન રસગોષ્ટી કરવામાં ગાળી શકે.

માર્ટિન્કાએ આ માગણી સ્વીકારી અને લગ્નની તૈયારી કરવા માંડી. હવે તેઓના લગ્નની કંકોત્રી બહાર પાડવાનો વખત આવી લાગ્યો હતો અને તેથી જ તો આ બુઢ્ઢો અત્યારે આટલી ધમાલ મચાવતો હતો. અને જ્યારે લીમડા નીચે ઉભેલી કુતૂહલપ્રિયાઓને માર્ટિન્કાએ સ્નેહસત્કારનું પાન કરાવ્યું ત્યારે માત્ર ગ્લાસમાંથી એક જ ઘુંટડો પાયો નહિ પણ એક એક ગ્લાસ આખું પાયું. પહેલાં કદી પણ સ્નેહપાન આટલે છૂટે હાથે કરાવવામાં આવ્યું ન હતું. આ કુતૂહલપ્રિયાઓને પણ એવો એકે પ્રસંગ યાદ ન હતો આવતો—જો કે તેઓએ અનેક લગ્નોમાં ભાગ લીધો હતો. માર્ટિન્કાએ

પોતાની પૂંજીનો સારો સરખો ભાગ આ લગ્નમાં ખર્ચ્યો અને તેની ઉદારતાનાં વખાણ પણ થયાં, અને પોતાની ભાણેજ વેન્ડુલ્કા પૅલુકીના લગ્નમાં એણે કરેલા લખલૂટ ખર્ચની વાત ઘણા દિવસો સુધી ચાલ્યા કરી.

બળેવ, ૧૯૮૩.



# માતેઓ ફાલકોને

કોર્સિકાના પોર્ટો વેટ્ચો બંદરેથી નીકળી વાયવ્ય દિશા તરફ જતાં જમીન એકાએક ઊંચી થતી લાગે છે. મોટા મોટા પત્થરના ટેકરાઓ અને ખાઇઓ ઓળંગતા વાંકેચુંકે રસ્તે ત્રણેક કલાક ચાલ્યા કરીએ તો એક જંગલ જેવું આવે છે. એને તે દેશની ભાષામાં ' માકી ' કહે છે. જે ભરવાડો બકરાં ચરાવીને ગુજરાન કરે છે તેઓ અહિં રહે છે. વળી જે ગુનેગારો પોલિસથી નાસતા ફરતા હોય તેઓનો અડ્ડો પણ અહિં જ હોય છે. અહિં આવી ઝાડી થવાનું એક કારણ છે. ખેતરને ખાતર દેવાની મહેનત ઉગારવાને અહિંના ખેડુતોએ નવો જ ઉપાય શોધી કાઢયો છે. વગડાના એક ભાગમાં દવ લગાડે છે અને તેની જે રાખ થાય એ જ તે ભાગનું ખાતર. તેટલા ભાગમાં વાવણી કરે અને કાપણી વખતે માત્ર કણુસલાં જ કાપી લે છે અને બાકીના સાંઠા ઉભા જ રહેવા દે છે. બીજે વરસે આ સાંઠાઓ વળી પીલાય છે અને જોત જોતામાં સાત આઠ ફૂટ ઊંચા થઈ જાય છે.

આવાં ઝૂંડને જ 'માકી' કહે છે. જાત જાતના છોડ, વેલા વગેરે એક બીજાં સાથે ગુંચવાઈને એવાં તો ગીચ થઈ જાય છે કે હાથમાં કુહાડો લીધા વિના કોઈ એક ડગલું પણ આગળ વધી શકે નહિ. કોઈ કોઈ જગ્યાએ તો આ ગુંચ એટલી સખત હોય છે કે જંગલી બકરાં પણ તેમાં પેસી શકતાં નથી.

ખુનીઓ પણ આ જ 'માકી'માં આવીને રહે છે. એકાદ સારી બંદુક અને થોડો ઘણો દારૂ-ગોળો હોય એટલે થયું. સાથે એક લાંબો સરખો અંગરખો અને માથે ઓઢવાને એક વસ્ત્ર—પાથરીને સૂવામાં અને શરીર ઢાંકવામાં બંનેમાં ચાલે. બકરાં ચરાવનાર ભરવાડો પાસેથી દૂધ, પનીર અને ચેસ્ટનટનાં ફળો મળી રહે. અહિં કાયદાની બીક નહિ તેમ જ મરનારના સંબંધીઓ પણ આટલે સુધી પીછો પકડી આવી ન શકે, માત્ર જ્યારે દારૂગોળાની પૂંજી ખૂટતાં શહેરમાં જવું પડે ત્યારે જ જરા મુશ્કેલી ઉભી થાય.

હું જ્યારે કોર્સિકામાં હતો ત્યારે માતેઓ ફાલકોને નામનો એક માણસ આ 'માકી'થી દોઢેક માઇલને અંતરે રહેતો હતો. તે તરફનાં લોકોમાં તેની સ્થિતિ સારી હતી એમ કહેવું જોઈએ, કારણ કે તેને મજુરી કરીને ખાવાનું ન હતું. તેની પાસે બકરાંનો કંઈ પાર ન હતો. બજાણીઆ ગોવાળો

પાસે પહાડો ઉપર આમ તેમ બકરાં ચરાવી લેતો અને લ્હેર કરતો. હું જે વાત કહેવાનો છું તે બન્યાને બે વરસ થયાં પછી હું જ્યારે તેને મળ્યો ત્યારે તેની ઉમ્મર બહુ બહુ તો પચાસની હશે. સુંદર, ઠીંગણો મજબુત બાંધો, વાળ પણ ગાઢા અને કાળા, આંખો પણ જેવી મોટી એવી જ તીક્ષ્ણ અને શરીરનો રંગ પણ બુટનાં ચામડાંના જેવો ગાઢ બદામી. તે દેશમાં પાકા શિકારીઓનો કાંઈ તોટો ન હતો એમ છતાં ત્યાં પણ માતેઓની નિશાન તાકવાની કળાથી બધાં અચંબો પામતાં હતાં. તે કદી પણ જંગલી બકરાં મારવામાં કારતુસનો દુર્વ્યય કરતો નહિ. સવાસો હાથને છેટેથી જ તે જાનવરના માથામાં કે ખાંધમાં જ્યાં મરજી ફાવે ત્યાં ગોળી વીંધી તેને તોડી પાડતો. વળી રાત હોય કે દિવસ હોય, તેની બંદુક તો સરખી જ ચાલતી. તેની ઉસ્તાદીનું આ પ્રમાણ કોર્સિકા ન જનાર માણસો કદી પણ માને એમ નથી. આશરે એંસી હાથને અંતરે રકાબી જેવડા ગોળ કાગળની પાછળ દીવો મૂકે અને માતેઓ નિશાન તાકી લે પછી દીવો હોલવી નાંખવામાં આવે. દીવો હોલવ્યા પછી ઘોર અંધકારમાં તે બાર કરે, તો પણ ચારમાંથી ત્રણ ગોળી તો કાગળને વીંધવાની જ.

# માતેઓ ફાલકોને

આવી જેની શક્તિ હોય તેનો ધંધો ધમધોકાર ચાલે જ. સહુ કોઈ કહેતું કે માતેઓ મિત્રોનો બંધુ અને દુશ્મનોનો કાળ હતો. તે લોકોને પુષ્કળ મદદ કરતો. તેનો હાથ પણ બહોળો હતો. પોર્ટો વેટ્ચોની આસપાસના લોકોની સાથે તો તે બહુ જ સાલસતાથી રહેતો હતો. તેને વિષે એક જ ખરાબ વાત લોકોમાં ચાલતી હતી—તે જે ગામમાં પરણ્યો હતો ત્યાંનો જ એક દુર્દાંત માણસ તેનો પ્રણય-પ્રતિસ્પર્ધિ હતો. કહે છે કે આ માણસને બળજોરીથી દૂર ખસેડી તેણે પોતાનો માર્ગ સરળ કર્યો હતો. લોકો માને છે કે આ હરીફ એક દિવસ બારીમાં બેસી આરસો લઇને હજામત કરતો હતો, એવામાં એકાએક કોણ જાણે કયાંથી એક ગોળી આવીને તેને વાગી. કહે છે કે આ કામાં માતેઓનાં જ હતાં. આ વાત ટાઢી પડી એટલે માતેઓએ લગ્ન પતાવી લીધાં. તેની સ્ત્રી જીસેપાને એક ઉપર એક એમ ત્રણ છોકરીઓ અવતરી એટલે આ ભાઈ ખૂબ ચિઢાયા, પણ ત્યાર પછી પુત્રજન્મ થતાં તેના આનંદનો પાર ન રહ્યો, અને તેણે તેનું નામ 'ફોર્ચુનાતો' રાખ્યું. તે જ તેના વંશનો દીવો, પૂર્વજોનું નામ રાખનાર હીરો હતો. છોકરી-ઓને તેણે સારે ઠેકાણે પરણાવી હતી—અણીને

પ્રસંગે જમાઇઓ તેને દારૂગોળો પૂરો પાડશે એ વાતની તેને પૂરેપૂરી ખાત્રી હતી. છોકરો દશ વર્ષનો થયો હતો, પણ એટલામાં તો તે બહુ જ ચાલાક અને ચતુર થઈ ગયો હતો.

શરદ ઋતુ હતી. માતેઓ પોતાની સ્ત્રી સાથે જંગલમાંનાં મેદાનોમાં બકરાં ચરાવવાને સવારના પહોરમાં જ વહેલો નીકળી ગયો. ફોર્ચુનાતોએ પણ સાથે જવાને હઠ તો લીધી હતી પણ મેદાન દૂર હતું અને ઘેર પણ કોઈએ રહેવું જોઈએ એટલે બાપે માન્યું નહિ.

આ ન માનવાથી કેવો વિષાદજનક પ્રસંગ ઉત્પન્ન થયો તે જરા વારમાં જ સમજાશે.

માતેઓને ગયાને કેટલાક કલાક વીતી ગયા હતા. ફોર્ચુનાતો બહાર તડકામાં ગુપચુપ ચત્તો પડીને વિચાર કરતો હતો કે આ રવિવારે તો ફોજદાર મામાને ત્યાં ફરવા જઈશ, એવામાં એકાએક બંદુકનો અવાજ સંભળાતાં તેના વિચારની દિશા બદલાઈ ગઈ. એકદમ ઉઠી પડીને જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોઇને તે ઉભો રહ્યો. થોડા વધુ અવાજો થયા. અવાજો સરખે અંતરે થતા ન હતા તો પણ તે ધીમે ધીમે પાસે આવે છે એમ લાગ્યું. આખરે ખેતરમાંથી તેમને ઘેર આવવાના રસ્તા ઉપર એક માણુસ દેખાયો. પહાડી લોકો જેવી ટોપી પહેરે છે તેવી ઊંચી ટોપી તેને માથે હતી;

દાઢી પણ હતી. કપડાં તદ્દન ફાટેલાં તૂટેલાં હતાં. તે માણસ બંદુકનો ટેકો દેતો દેતો બહુ જ કષ્ટથી આગળ વધતો હતો. તેની જાંઘમાં તરતની જ એક ગોળી પેસી ગયેલી હતી.

આ માણસ પોલિસોથી છૂપાતો ફરતો હતો. રાત્રે શહેરમાં દારૂગોળો લેવા ગયો હતો. રસ્તામાં સિપાઈઓનો ભેટો થઈ ગયો. રીતસરની લડાઈ કરી તેઓના હાથમાંથી નાસી છૂટયો તો ખરો પણ તે લોકોએ પણ એનો પીછો પકડયો, એટલે ગોળી ચલાવતાં ચલાવતાં અને ડુંગરાઓ કુદતાં કુદતાં આટલે સુધી તે આવ્યો. અત્યારે તો તે લોકો પણ બહુ જ પાસે આવી પહોંચ્યા હતા અને આ બિચારાનો પગ ઘવાયો હતો, એટલે તે 'માકી' સુધી પહોંચી શકે એમ ન હતું.

ફાર્ચુનાતોને જોતાં જ તેની પાસે આવી તેણે કહ્યું: "તું માતેઓ ફાલ્કોનેનો દીકરો, કેમ ?"

"હા."

"મારૂં નામ જીનેત્તો સોપિયેરો. મને જલદી કોઈ જગ્યાએ સંતાડી દે. પોલિસ મારી પાછળ પડયા છે. મારાથી હવે જરા પણ ચલાય એમ નથી."

"બાપુને પૂછ્યા વિના સંતાડું તો પછી બાપુ મને કહેશે શું ?

"કહેશે કે સારૂં કર્યું."

"તમે કેમ જાણ્યું ?"

"જલદી સંતાડી દે—પેલા આવી પહોંચ્યા !"

"જરા ઉભો તો રહે ! બાપુને પહેલાં આવવા દે."

"ઉભો શું રહું ? ધૂળ ! પેલા તો, એમ જાણ્યું કે પાંચ મિનિટમાં આવી પહોંચશે. જલદી સંતાડી દે મને. નહિ તો મને મારી નાંખશે !"

ફોર્ચુનાતો ખૂબ ધીર નિર્વિકાર ભાવે બોલ્યો: "તારી બંદુક કાંઈ ભરેલી જણાતી નથી. અને થેલીમાં પણ કારતુસ હોય એમે ય લાગતું નથી."

"તું, બાપુ ! માતેઓ ફાલકોનેનો દીકરો નથી ! ઘરને ઉંબરેથી મને પકડાવી દેશે ?"

છોકરાના મન ઉપર આ શબ્દોની અસર થઇ. તે આગળ આવીને બોલ્યો: "વારૂં, તને હું સંતાડી દઉં તો તું શું આપે ?"

પેલા માણસે કમરે લટકતી ચામડાંની થેલીમાં હાથ નાંખ્યો, અને ફંફોસી ફંફોસીને દારૂગોળો ખરીદવાને બચાવી રાખેલા પાંચ ફ્રૅંક કાઢ્યા. આ જોતાં જ ફોર્ચુનાતોનું મોં હસું હસું થઇ રહ્યું. ઝપ દઇને જીનેત્તોના હાથમાંથી પૈસા લઈ લઇને તે બોલ્યો: "તારે હવે જરાય ગભરાવું નહિ."

તરત જ ઘરની પાસે જે ઘાસનો ઢગલો પડયો હતો તેમાં તેણે એક મોટો ખાડો કર્યો. જીનેત્તો તેમાં લપાઇને બેઠો. છોકરાએ તેને એવી રીતે ઢાંકી દીધો કે શ્વાસને માટે જગ્યા રહે અને છતાં બહારથી જોનારને એમ ન લાગે કે તેમાં કોઈ માણસ છૂપાયો છે. ઘડીકમાં તેના મનમાં એક નવો જ મુદ્દો જાગ્યો. તે એક બિલાડીને અને તેનાં બચ્ચાંને લઈ આવ્યો અને ઘાસના ઢગલા ઉપર બેસાડી દીધાં—જોનારને એમ જ લાગે કે ઘાસને કોઇ અડયું સુદ્ધાં નથી. ત્યારપછી ઘરની આસપાસ અને રસ્તા ઉપર પડેલા લોહીના ડાઘા ઉપર સંભાળપૂર્વક ધૂળ નાંખી તે પહેલાંની માફક તડકામાં લાંબો થઇને સંપૂર્ણ શાંતિથી સૂઇ રહ્યો.

થોડી જ વારમાં પીળાં કુડતાંવાળા છએક સિપાઇ સાથે એક જમાદાર માતેઓને ઘેર આવી ઉભો. આ અધિકારી માતેઓનો દૂરનો સંબંધી થતો હતો. (સહુકો જાણે છે કે સગપણનો પ્રભાવ જેટલો કૉર્સિકામાં પડે છે તેટલો બીજે ક્યાંય નથી પડતો.) એનું નામ તિયોદોરો ગામ્બા હતું. માણસ કામમાં કુશળ હતો. લુંટારુઓ એનાથી બહુ જ ડરતા. તેણે ઘણા લુંટારુઓને પકડયા હતા.

ફોર્ચુનાતોને જોતાં જ તે બોલી ઊઠયો: "કેમ, ભાણા ? સારો તો છે ને ? અરે ! તું તો આટલામાં બહુ મોટો થઇ ગયો ને !—તેં હમણાં કોઇને અહિંથી જતો જોયો ?"

"શાનો મામા, તમારા જેવો હજી હું ક્યાં થયો છું જે ?"

"થવાનો નહિ તો ક્યાં જવાનો; ધીમે ધીમે થશે. તેં અહિંથી કોઈ માણસને જતાં જોયો ?"

"કોઇ માણસને ?"

"હા, માથે ઊંચી ટોપી છે અને કાળી મખમલનો ઝભ્ભો પહેરેલો છે."

"માથે ઊંચી ટોપી અને કાળી મખમલનો ઝભ્ભો ?"

"હા ! જલદી બોલને; મારૂં બોલેલું જ શું બોલ્યા કરે છે ?"

"આજે સવારે અમારા પાદરી સાહેબ અહિંથી જતા હતા ખરા,—પેલા પાદરી—જેના ઘોડાનું નામ પિયેરો છે તે—તે જ ઘોડા ઉપર બેસીને જતા હતા. મને પૂછ્યું: 'તારા બાપુને કેમ છે ?'"

"લે, લે હવે, રહેવા દે તારાં ટાળલાં ! જાનેત્તા

કઇ તરફ ગયો, તે જ કહેને. અમે તેને જ શોધવા આવ્યા છીએ. તે આ બાજુથી જ ગયો છે."

"તેની મને શી ખબર ?"

"તને શી ખબર ? જરૂર તેં તેને જોયો છે."

"વાહરે, તમે ખરી ગમ્મત ઉડાવો છો ! માણુસ ઊંઘતો હોય ત્યારે રસ્તેથી કોણુ ક્યાં ગયું તેની તેને ખબર પડે ખરી ?"

"અરે છછુંદર ! તું પાછો ઊંઘતો હતો ખરો ને ? મારી બંદુકનો અવાજ સાંભળીને પણુ જાગ્યો નહિ હોય !"

"વાહ: એમ કે ? મામા, તમે તો એમ જ માનતા હશો કે તમારી બંદુકનો અવાજ બહુ જબરો થાય છે, કેમ ? બાપુની બંદુકનો અવાજ તમે કદી સાંભળ્યો લાગતો નથી."

"માળો ! કેવો બજ્જાત છે ! જાનેત્તોને જો તેં ન જોયો હોય તો મારૂં નામ તિયોદોરો નહિ. વખતે તેં જ તેને કેથે સંતાડી રાખ્યો હશે. ચાલો સિપાઇઓ, આપણે એકવાર આ ઘરમાં તપાસ કરી આવીએ. જોઇએ તો ખરા કે છે કે નહિ. છેલ્લે છેલ્લે તો તે એક પગે જ ચાલતો હતો. આવી સ્થિતિમાં ખોડંગતો ખોડંગતો છેક 'માકી' સુધી

જાય એવો તે મૂરખ નહિ હોય. તે ઉપરાંત લોહીના ડાઘા પણ અહિં સુધી આવીને જ અટકી ગયા છે."

ફોર્ચુનાતો જાણે ખુશ ખુશ થઇ ગયો હોય તેમ બોલ્યો: "વારૂ, વારૂ, બાપુ અત્યારે છે નહિ—જોર જુલમથી ઘરમાં પેસો તો ખરા. બાપુ આવીને સાંભળશે ત્યારે ખબર પડશે."

ગામ્બાએ તેનો કાન પકડીને કહ્યું: "શેતાન! ખબર છે કે ધારૂં તો અબ ઘડી તારા બોલ ફેરવી નંખાવું? ઊંઘી તલવારના થોડા સપાટા પડશે ને તો આમ બોલવાનું જ ભૂલી જશે."

તોપણ ફોર્ચુનાતો મઝા જોવા માટે બોલ્યો: "મારા બાપુનું નામ માતેઓ ફાલકોને છે."

"તો, એ ઉલ્લુ! જાણે છે કે હમણાં જ હું તને કેદ કરી શકું એમ છું. જાનેત્તો ક્યાં છે તે જો મને ન કહે તો તને પગે બેડી પહેરાવી કોટડીમાં પૂરી ઘાસની પથારીમાં સૂવાડી રાખીશ. આખરે માથું કઇશ ઉડાવીને."

આવી સજાની વાત સાંભળીને છોકરો ખડખડ હસવા લાગ્યો અને બોલ્યો: "મારા બાપુનું નામ માતેઓ ફાલકોને છે."

સિપાઇઓમાં એકે જમાદારને કાનમાં કહ્યું:

"જવા દ્યો, સાહેબ! નકામા માતેઓને શા માટે છેડો છો?"

બધા સમજી ગયા કે ગામ્બા ખરી મુશ્કેલીમાં ફસાયો છે. એ દરમ્યાનમાં સિપાઇઓ ઘરમાં ફરીને પાછા આવ્યા, એટલે તેણે તેઓની સાથે ખાનગી મસલત કરવા માંડી. ઘરમાં તપાસ કરતાં બહુ વાર ન લાગી કારણ કે કૉર્સિકાનું ઘર એટલે મોટો ચોખૂણુ ઓરડો. અસબાબમાં એકાદ ટેબલ, થોડી બેંચ, ત્રણ ચાર પેટી, જરાતરા બીજો પરચુરણ સામાન અને શિકારનાં હથિયાર. ફાર્ચુનાતો તે વખતે ઘાસના ઢગલા પાસે ઉભો ઉભો બિલાડીને થાબડતો હતો—મામા અને મામાનાં માણસોની આવી દુર્દશા જોઇને તેને બહુ જ મઝા પડતી હતી.

એક સિપાઇ ઘાસના ઢગલા પાસે આવીને ઉભો. ઢગલા ઉપર તેણે બિલાડીને જોઇ તો ખરી પણ તેણે ઘાસના ઢગલામાં સંગીનનો એક ઘા કર્યો. પણ તરત જ આ કેટલું નિરર્થક હતું તેનો વિચાર કરી પોતે જ પોતાના ઉપર ચિઢાવા લાગ્યો. ઢગલામાં તો કાંઇ સળવળ્યું સરખું યે નહિ. છોકરાના મોં ઉપર પણ એક રેખા સરખી બદલાઇ નહિ.

આખરે બધા હતાશ થઇને અપશુકન થયા હશે

એમ વિચારી દુઃખ કરવા લાગ્યા. સહુ કોઈ પાછા જવાની તૈયારી કરતા હતા એવામાં જમાદારને એક યુક્તિ સૂઝી. ભય દેખાડવાથી કાંઇ વળ્યું નહિ, પણ હવે મનાવી પટાવીને અને લોભ બતાવીને જો કાંઇ વળે એમ હોય તો જોવું. ફોર્ચુનાતોને તેણે કહ્યું: " બાપુ ! તું તો બડો પક્કો થઇ ગયો લાગે છે—ભવિષ્યમાં કાંઇ નામ કાઢશે ખરો ! પણ મારી સાથે જ આવું કરે એ સારૂં નહિ. માતેઓ મારો કુટુંબી થાય. તે ખીજવાય એ બીકે જ હું કશું કરી શકતો નથી. નહિ તો કોણ સાળો આજે તને અહિંથી પકડયા વિના જાય ? "

" વાહ રે ! "

" માતેઓને આવવા દે. પછી તને બતાવું છું. આમ બધું જુઠું બોલ્યો છે તે એવા તો સપાટા પડશે,—બરડો જશે રંગાઇને. "

" મામા ! મારૂં કહ્યું જો માનતા હો, તો તો અહિં બેસીને વખત ન ગૂમાવશો. અબ ઘડી ચાલવા માંડો. નહિ તો જાનેત્તો જો એક વાર ' માકી 'માં જઇ પહોંચ્યો તો પછી તેને શોધી કાઢવાની તમારી તાકાત નથી. "

જમાદારે ગજવામાંથી રૂપાંની ઘડિયાળ બહાર

કાઢી. તેની કિંમત કંઇ નહિ તો યે પચાસ રૂપિયા તો હશે જ. તે જોતાં જ ફાર્ચુનાતોની આંખ ચમકી ઉઠી છે એ જોઇને જમાદાર તેનો છેડો પકડી ઝુલાવતો ઝુલાવતો બોલ્યો: "કેમ, શો વિચાર છે? આ ઘડિયાળ ગળામાં લટકાવી પોટી વેચોમાં જઇ રોફથી ફરવાનું તને ગમે ખરૂં? રસ્તે લોકો પૂછે: 'કેટલા વાગ્યા મહેરબાન!' તો ગંભીર થઇને કહેવું: 'જુવોને મારી ઘડિયાળમાં.'"

"હું જ્યારે મોટો થઈશ ત્યારે મારા ફોજદાર મામાએ મને ઘડિયાળ અપાવવાનું કહ્યું છે."

"એમ? પણ તારા મોળાતભાઈને તો અત્યારમાં જ ઘડિયાળ મળી ગઇ—જો કે ઘડિયાળ એટલી સારી નથી તોપણ તને તો હજી મળી જ નહિ ને! તે તો તારા કરતાં કેટલોય નાનો છે."

આ સાંભળીને છોકરાએ નિઃશ્વાસ મૂકયો.

"ભલે: હવે બોલ, જોઉં, તને આ ઘડિયાળ બરાબર ગમે છે?"

બિલાડીને આખી મરઘીનો લોભ બતાવ્યે તેના મનનો ભાવ જેવો થાય તેવો જ ફાર્ચુનાતોનો થયો. તે આડી નજરે ઘડિયાળ તરફ જોવા લાગ્યો. બિલાડી મશ્કરી માનીને પંજો બતાવવાની હિમ્મત કરતી નથી

અને લોભ વધી પડે એ ભયે વચ્ચે વચ્ચે આંખ ફેરવી લે છે, તો પણ વારંવાર જીભ વડે મોં ચાટયા કરે છે અને શેઠને જાણે કહે છે: ‘ આ તે કેવી નિર્દય મશ્કરી તમારી ! ’

પરંતુ અહિં તો જમાદાર ગામ્બા ખરેખર જ ઘડિયાળ તેને આપવા ચાહતા હતા. ફાર્ચુનાતોએ હાથ લંબાવ્યો નહિ એ વાત ખરી પણ તેણે કહ્યું: “ મશ્કરી શાને કરો છો ? ”

“ ઇશ્વર પૂછે–મશ્કરી કરતો હોઉં તો. જાનેત્તો કયાં છે એટલું જ માત્ર કહે તો ઘડિયાળ તને આપું.”

આ સાંભળીને ફાર્ચુનાતોએ અવિશ્વાસપૂર્ણ હાસ્ય કર્યું. તે જમાદારની આંખમાં જ જોઇ રહ્યો—તેના શબ્દોમાં રહેલો વિશ્વાસ તેની આંખોમાં છે કે નહિ તે જ ન જોતો હોય !

જમાદાર બોલી ઉઠયો: “ હું જો મારૂં વચન ન પાળું તો નોકરી છોડી દઉં. આ બધા મારા માણસો જ સાક્ષી છે. જે બોલ્યો છું તેમાંથી હવે ફરી શકાય એવું રહ્યું જ નથી. ”

આમ બોલતાં બોલતાં ઘડિયાળ તેના મોંની એટલી તો પાસે લઇ ગયો કે લગભગ તેના ગાલે અડયા જેવું થયું. તેના બંને ગાલો ફિક્કા પડી ગયા.

તેને જોતાં જ સ્પષ્ટ રીતે સમજી શકાય એમ હતું કે તેના અંતરમાં ધર્મ અને લોભ વચ્ચે યુદ્ધ જામ્યું હતું. તેની છાતી ધડકતી હતી. કંઠ પણ જાણે રૂંધાઇ જવા આવ્યો હતો. આ બાજુ ઘડિયાળ બરાબર તેની આંખો આગળ જ ઝૂલી રહી હતી. કોઇ કોઇ વાર ફરતી ફરતી તેના નાક ઉપર આવીને અથડાતી હતી. આખરે તેનો જમણો હાથ ઘડિયાળ તરફ જરા જરા ઊંચો થવા લાગ્યો. પછી આંગળીનાં ટેરવાં વડે તે તેને અડયો. ધીમે ધીમે ઘડિયાળનો બધો ભાર તેના હાથ ઉપર પડયો. પણ જમાદારે ઘડિયાળ છોડી દીધી ન હતી. ઘડિયાળનો ચંદો આસમાની હતો. ઢાંકણું તરતનું જ પાલીસ કરેલું હતું એટલે તડકો પડતાં જ ઝગઝગી ઉઠયું. લોભ નિવારી શકાયો નહિ.

ફાર્ચુનાતો હજી પણ ઘાસના ઢગલાને અઢેલીને જ ઉભો હતો. તેણે માત્ર ડાબો હાથ ઊંચો કરી અંગુઠા વતી પીઠ તરફ ઇશારો કર્યો. જમાદાર તરત જ સમજી ગયો—સાથે સાથે જ ઘડિયાળનો છેડો પણ છોડી દીધો. હવે ફાર્ચુનાતોને વિશ્વાસ બેઠો કે ઘડિયાળ તેની જ છે. તડાક કરીને એક કુદકો મારી તે ઘાસના ઢગલા પાસેથી દશ હાથ દૂર જઇને ઉભો, કારણ કે સિપાઇઓએ આ પહેલાં જ ઢગલો ખોળવો શરૂ કરી દીધો હતો.

થોડી જ વારમાં ઘાસ સળવળવા માંડ્યું, અને એકદમ તેમાંથી એક લોહીલોહાણ થયેલો માણસ બહાર આવ્યો. તેના હાથમાં એક છરો હતો. જાંઘ ઉપરના ઘાનું લોહી ઝામી જવાથી ઘા સજ્જડ થઈ ગયો હતો, એટલે ઉઠવા જતાં જ તે પડી ગયો. તરત જ જમાદાર તેના ઉપર તૂટી પડ્યો અને હાથ આમળીને હથિયાર ઝૂંટવી લીધું. તેણે બહુ ધમપછાડા માર્યા છતાં તેને સારી પેઠે કસીને બાંધી લેવામાં આવ્યો.

જાનેત્તો લાકડાંના ભારાની જેમ બંધાઈને પડ્યો હતો, તેવામાં ફોર્ચુનાતો તેની પાસે આવતાં જ તેણે તેના તરફ મોં ફેરવીને જોયું અને કહ્યું: "—ના બચ્ચા!" શબ્દમાં ક્રોધના કરતાં ઘૃણા જ વધારે હતી. છોકરાએ વિચાર કર્યો કે હવે રૂપિયા રાખવા એ સારૂં નહિ. તરત જ તેણે ફેંકી દીધા. પણ પેલાએ તો તે તરફ નજર સરખી યે ન કરી. તેણે બહુ જ સ્વાભાવિક અવાજે જમાદારને બોલાવીને કહ્યું: "ભાઈ ગામ્બા! મારાથી તો હવે ચલાય એમ નથી એટલે મને ઉચકીને લઈ જવો પડશે."

"કેમ? આ હમણાં તો જંગલી બકરાની માફક દોડતો હતો! વારૂ. તેનું યે થઈ રહેશે. ફિકર

નહિ. તને પકડવાથી મને એટલો બધો આનંદ થયો છે કે હું જાતે જ તને ખાંધે લઇને દશ કોશ જાઉં તો યે જરા થાક ન લાગે. ઠીક, કાંઈ ફીકર નહિ. ડાળ–પાંદડાંની એક ખાટલી બનાવી લઈશું અને પછી કેસપોલી ગયા પછી ત્યાંથી એક ઘોડો લઇ લઇશું."

"તો તો બહુ સારૂં—અને જુવો, ખાટલા ઉપર થોડું ઘાસ પાથરજો, જે જરા આરામ મળે."

સિપાઇઓ જુદાં જુદાં કામોમાં રોકાયલા હતા. કોઇ જાનેત્તોના પગનો ઘા ધોતા હતા, કોઇ ચેસ્ટનટનાં ડાળાં કાપીને ખાટલી બાંધતા હતા—એવામાં 'માકી' જવાને રસ્તે એકાએક માતેઓ અને તેની સ્ત્રી આવતાં જણાયાં. સ્ત્રી આગળ ચાલતી હતી. ચેસ્ટનટનાં ફળથી ભરેલા કોથળાના ભારથી તે નમી પડી હતી. તેનો પતિ બરાબર અક્કડ રહી ધમધમ કરતો તેની પાછળ પાછળ આવતો હતો—એક બંદુક તેના હાથમાં હતી અને એક તેની પીઠે લટકતી હતી. કદાચ તે એમ માનતો હશે કે શસ્ત્રાસ્ત્ર વિના બીજો બોજો ઉપાડવો એ પુરુષને માટે લજ્જાસ્પદ છે.

દૂરથી સિપાઇઓને જોતાં માતેઓને લાગ્યું કે આ લોકો મને જ પકડવા આવ્યા છે; પરંતુ આમ

લાગવાનું કારણ ? તેણે તો કાંઇ કાયદા વિરુદ્ધ કામ કર્યું ન હતું. એટલું જ નહિ પણ એ બાબતમાં તો તેની સારી પ્રતિષ્ઠા હતી. આ પહાડી લોકોમાં ભાગ્યે જ કોઇ એવા હશે કે જેનાં અંતર તપાસતાં ખૂનામરકીનો એક પણ પ્રસંગ હાથ ન લાગે. બીજાઓની સરખામણીમાં માતેઓ જરૂર સાચ્ચા અંતરનો ગણાય. કારણ છેલ્લાં દશ વરસમાં તેણે એક પણ ખૂન કર્યું ન હતું. તો પણ કાંઈ કહેવાય નહિ. જો મામલો કાંઇ વિચિત્ર હોય તો તે માટે પહેલેથી જ સાવચેત રહેવામાં ખોટું શું ? એટલે તેણે જીસેપ્પાને બોલાવીને કહ્યું: " સાંભળો છો કે, કોથળો હવે ઉતારો અને તૈયાર થઇ જાવ. "

સ્ત્રીએ તરત જ તે હુકમનું પાલન કર્યું. તેણે ખભે લટકતી બંદુક જીસેપ્પાને પકડવા આપી. પછી હાથમાંની બંદુકનો ઘોડો ઊંચો કરી આસ્તે આસ્તે ઝાડને ઓથે ઓથે ઘર તરફ આગળ વધવા લાગ્યો. તે એવી તો સાવચેતીથી કામ લેતો હતો કે દુશ્મનાવટનાં સ્હેજ પણ ચિહ્ન જણાતાં ઝાડામાં ઝાડા થડ પાછળ ઉભા રહીને ગોળી ચલાવી શકાય. સ્ત્રી બરાબર તેની પાછળ પાછળ ચાલવા લાગી—તેના હાથમાં વધારાની બંદુક અને કારતુસની થેલી હતી. સતીનો

તો એ ધર્મ જ છે કે યુદ્ધમાં પતિની બંદુકો ભરી આપવી.

માતેઓનું આવું વર્તન જોઇને આ તરફ જમાદારને ભારે ચિંતા થવા લાગી. તે વિચાર કરવા લાગ્યોઃ "જાનેત્તો વખતે માતેઓનો કાંઇ સગો થતો હોય તો—અને જો તે તેને બચાવવા ચાહતો હશે તો—તો તો આ બે બંદુકની બબ્બે ગોળીઓ અમારામાંનાં બબ્બે જણુને અચૂક ભેટવાની—ટપાલના કાગળની જ જેમ. અને અમારા સંબંધને અવગણીને મારા ઉપર જ નિશાન તાકયું—"

આવા વિપત્તિના સમયમાં તેણે અપૂર્વ સાહસનું કામ કર્યું. પોતે એકલાએ જ સામે જઇને માતેઓનો સારી પેઠે સત્કાર કરી બધી વાત ખોલીને કહેવાનું જ તેણે યોગ્ય ધાર્યું. પરંતુ બે જણુ વચ્ચેનો તે જરા જેટલો માર્ગ પણુ બહુ જ લાંબો લાગવા માંડયો.

"અરે ! આ શું ને! સાંભળો છો કે ભીયા ! કેમ છો ?—હું ગામ્બા, તમારો કુટુંબી."

માતેઓ બોલ્યા વિના જ ઉભો રહી ગયો. જ્યાં સુધી આ ભાઇ બરાડા પાડતા રહ્યા ત્યાં સુધી તેણે બંદુકની નળી ઊંચી કર્યા કરી; જ્યારે જમાદાર છેક પાસે આવી પહોંચ્યો ત્યારે બંદુકનું મોં બરાબર

આકાશ તરફ થઇ ગયું હતું.

જમાદારે હાથ લંબાવીને કહ્યું: "કેમ સારા તો છો ને ?"

"હા સારો છું."

"અહિં થઇને જતો હતો એટલે કીધું લાવને એક વાર મળતો જાઉં ! આજ બહુ લાંબી મજલ કરીને આવ્યા છીએ પણ તે થાક લાગે એમ નથી. આજે જબરો શિકાર હાથ આવ્યો છે. આ સહેજ પહેલાં જ જાનેત્તો સાપિયેરોને પકડયો."

આ સાંભળીને જીસેપ્પા બોલી ઉઠી: "કાસળ ગયું. પેલે અઠવાડિયે કપાળબળ્યો અમારી દુઝણી બકરી ચોરી ગયો હતો."

હવે ગામ્બાનો જીવ હેઠો પડયો.

માતેઓએ કહ્યું: "બિચારો ભૂખનો માર્યો આવાં કામ કરે છે."

જમાદાર જરા ચમકયો પણ બોલવા લાગ્યો: "માળો કાંઇ ઝૂઝયો છે ? જાણે સાવઝ જોઈ લ્યોને. જમાદાર શાર્દોનનો એક હાથ વાઢી નાંખ્યો તે ઉપરાંત મારા એક માણસને પણ મારી નાંખ્યો. પણ કંઇ બહુ ખોટ ગઈ નથી—તે જાતનો ફ્રેંચ હતો. પછી તો માળો એવો સંતાયો કે કોના બાપની તાકાત

છે કે શોધી કાઢે ? આ મારો નાનો ભાણો જો ન હોત તો તો બધી મહેનત ધૂળ મળી હોત !"

માતેઓ બોલ્યો: "કોણ ! ફોર્ચ્યુનાતો ?"

જીસેપ્પા પણ સાથે સાથે બોલી ઉઠી: "ફોર્ચ્યુનાતો !"

"હા. જાનેત્તો પેલા ઘાસના ઢગલામાં સંતાયો હતો. એના પેલા ફોજદાર મામાને હું ખબર આપીશ કે હવે એને એક સારી ઘડિયાળ ભેટમાં મોકલી આપે. હું પણ મોટા સાહેબને જે રીપોર્ટ કરીશ તેમાં તમારૂં ને તમારા છોકરાનું નામ લખી મોકલીશ."

આ સાંભળીને માતેઓ ધીમે સાદે બોલી ઉઠયો: "ચૂલામાં ગયું !"

વાતમાં ને વાતમાં તેઓ સિપાઇઓ પાસે આવી પહોંચ્યા. જાનેત્તાને ખાટલી ઉપર સૂવાડી તેઓ ઉપ-ડવાની તૈયારી કરતા હતા. ગામ્બાની સાથે માતેઓને જોઇને જાનેત્તો વિચિત્ર રીતે હસી પડયો. પછી ઘરનાં બારણાં તરફ મોં કરી ઉમરા ઉપર થુંકી તે બોલી ઉઠયો: "બેઇમાનનું ઘર !"

જે મરવા બેઠો હોય તે જ માતેઓને બેઇમાન કહી શકે. છરાના એક જ ઘાથી અપમાનનો બદલો

લેવાઇ જાત, છરા ફરી ઉગામવાની જરૂરે ન પડત, પરંતુ માણસને જબરો આઘાત લાગ્યો હોય ને કપાળે હાથ દે તેમ માતેઓએ કપાળે હાથ દીધો.

બાપુને આવતા જોઇને ફોર્ચુનાતો ઘરમાં ભરાઇ ગયો હતો. તે અત્યારે એક વાડકી દૂધ લઇને પાછો આવ્યો, અને નીચે મોંએ વાડકી જાનેત્તોના મોં આગળ ધરી.

જાનેત્તો ' લઇ જા તારૂં દૂધ ' કરતો ને બૂમ પાડી ઉઠયો. પછી એક સિપાઇને બોલાવી તેણે કહ્યું: " જરા પાણી પાને, ભાઇ ! "

બોલતાં વેંત જ સિપાઇએ પોતાની શીશી તેના હાથમાં આપી. સ્હેજ પહેલાં જ તે જેની સામે ઝૂઝતો હતો તેનું જ આપેલું પાણી તે વિના સંકોચે પી ગયો. પછી હાથો પીઠ પાછળથી છોડી છાતી ઉપર બાંધવાને વિનંતી કરી તેણે કહ્યું: " જરા આરામથી પડી રહેવાનું મન થાય છે ! "

તેને પૂરેપૂરો ખુશ રાખવાને બને એટલું કરવામાં સિપાઇઓએ કચાશ રાખી નહિ. પછી જમાદારે સહુને કૂચ કરવા કહ્યું, અને માતેઓની વિદાય લીધી. માતેઓ કાંઇ જ બોલ્યો નહિ—પેલા લોકો પણ ઝટપટ ચાલી નીકળ્યા.

દશેક મિનિટ સુધી માતેઓ મૂંગો રહ્યો. માત્ર બંદુક ઉપર ટેકો દઇને તે છોકરા તરફ એકી ટશે જોઈ રહ્યો—તે દૃષ્ટિમાં ક્રોધ જાણે ઝામી ગયો હતો. છોકરો ઘડીમાં બાપના તરફ જુવે અને ઘડીમાં વળી માના તરફ જોઇ રહે. તે જાણે તરફડીઆં મારવા લાગ્યો.

થોડી વારે માતેઓ ઠંડે સ્વરે બોલી ઉઠયોઃ "આટલી ઉંમરમાં જ કામ તો સારાં કરવા માંડયાં!"

"બાપુ!" બોલી રડું રડું થઇ જઇને છોકરો બાપ તરફ આગળ વધી જેવો પગે બાઝવા જતો હતો કે તરત જ માતેઓ ગરજી ઉઠયોઃ "દૂર જા, મારા મોં આગળથી."

છોકરો થંભી ગયો. બાપથી બે ચાર ડગલાં દૂર ઉભો ઉભો ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો.

જીસેપ્પા છોકરા પાસે આવીને ઉભી. ઘડિયાળનો છેડો તેની નજરે પડયો હતો. તેનો એક છેડો ફોર્ચુનાતોના ખમીસમાંથી બહાર નીકળી પડયો હતો. બહુ જ કઠોર સ્વરે માએ પૂછ્યુંઃ "આ ઘડિયાળ તને કોણે આપી?"

"મારા મામાએ—પેલા સિપાઇઓના સરદારે."

ફાલકોનેએ ઘડિયાળ ઝૂંટી લઇને પત્થર ઉપર એવી તો જોરથી ઝીકી કે તેના ચૂરેચૂરા થઇ ગયા.

પછી તેણે સ્ત્રીને બોલાવીને પૂછ્યું: “ખરું જ કહેજે —આ છોકરો શું સાચે જ મારો છે?”

જીસેપ્પાના બંને ગાલો ઈંટ જેવા લાલ થઈ ગયા.

“માતેઓ, આ તું શું બોલે છે? કોની સાથે વાત કરે છે તેનું પણ ભાન નથી?”

“ઠીક! તો તો આ જ મારા વંશમાં પહેલવહેલો વિશ્વાસઘાતક પાક્યો!”

ફોર્ચુનાતોનાં ડુસકાં અને રોવું વધી ગયું. ફાલ્કોને ભયંકર દૃષ્ટિથી તેનાં મોં તરફ જોઈ રહ્યો. આખરે બંદુકનો કુંદો જમીન ઉપર ઠોકી પાછો ખાંધે લીધો અને ‘માકી’ જવાને રસ્તે ચાલી નીકળ્યો. ફોર્ચુનાતોને પાછળ પાછળ આવવા હુકમ કર્યો— ફોર્ચુનાતોએ પણ ચાલવા માંડ્યું.

જીસેપ્પાએ એકદમ દોડી જઈને માતેઓનો હાથ પકડ્યો. માતેઓના મનની વાત કળી લેવાને તેણે પોતાની બે કાળી આંખો પતિની આંખો ઉપર ઠેરવી અને બોલી: “એ તો તારો દીકરો થાય!”

માતેઓ બોલ્યો: “હાથ છોડી દે—હું પણ એનો બાપ થાઉં છું.”

જીસેપ્પા છોકરાના મોં ઉપર ચુંબન કરી રડતી રડતી ઘેર વળી. ઘરમાં પ્રભુજનનીની છબી હતી

તેની સામે ઘુંટણીએ પડી તે બેઠી અને તન મન અને વાણીથી પ્રાર્થના કરવા લાગી. આ બાજુ ફાલકોને બસોએક હાથ દૂર ગયો અને આખરે એક નાની ખાઇમાં આવીને ઉભો. બંદુકના કુંદાથી જમીન તપાસી જોઇ—સરસ નરમ હતી. ખાડો ખોદતાં વાર લાગે એમ ન હતું. જગ્યા તેને પસંદ પડી.

" ફોર્ચુનાતો ! પેલા પત્થર પાસે જઇને ઉભો રહે ! " છોકરો બાપની આજ્ઞા પ્રમાણે ત્યાં જઇને ઘુંટણીએ પડી બેઠો.

" ચાલ, હવે ભગવાનનું નામ લેઇ લે."

" બાપુ, બાપુ, મને મારી ન નાખશો ! "

માતેઓ સખત ધમકી આપીને ફરી બોલ્યો: " કહું છું કે ભગવાનનું નામ લઇ લે ! "

છોકરો રોતાં રોતાં ભાંગ્યાતૂટા શબ્દોમાં બે સ્તવો બોલી ગયો. દરેક સ્તવ પૂરો થતી વખતે બાપ જરા ઊંચે સ્વરે, ' આમીન ' કરીને સ્વસ્તિ વચન ઉચ્ચારતો હતો.

" બીજો કોઈ સ્તવ તને નથી આવડતો ? "

" આવડે છે, બાપુ ! મને ' આવે મારીઆ ' સ્તવ આવડે છે. બીજો પણ એક માશીબાએ શીખવ્યો હતો."

"તે તો બહુ લાંબો છે—બહુ વાર લાગશે. ઠીક, વારૂં. તું તારે બોલ."

બાળકે રૂંધાયલે સ્વરે સ્તુતિ પૂરી કરી.

"પૂરૂં થયું ?"

"બાપુ, બાપુ ! દયા લાવો ! આટલી વાર મને માફ કરો. ફરી આવું કામ કદી નહિ કરૂં. જાનેત્તોને છોડી દેવાને હું મારા ફોજદાર મામાને પગે પડીને વિનંતી કરીશ."

છોકરો હજી પૂરૂં બોલી પણ ન હતો રહ્યો એટલામાં તો માતેઓ બંદુકનો ઘોડો ઊંચો કરી નિશાન તાકતો તાકતો બોલ્યોઃ "ભગવાન તને ક્ષમા કરજો !"

એક વાર દોડી જઈને બાપુને પગે બાઝી પડવાનો છોકરાએ જબરો પ્રયત્ન કર્યો પરંતુ તેને વખત જ ન મળ્યો. માતેઓએ ઘોડો દબાવી દીધો. ફોર્ચુનાતો પત્થરની માફક ધબ દઇને પડી ગયો. તરત જ તેના પ્રાણ ઊડી ગયા.

માતેઓએ મુડદાં તરફ નજર સરખી પણ ન કરી. તરત જ છોકરાને દફનાવવાને પાવડો લેવા ઘર તરફ ચાલ્યો ગયો. રસ્તામાં જ જીસેપ્પાની સાથે તેનો ભેટો થયો. તે બંદુકનો અવાજ સાંભળી દોડતી આવતી હતી.

"તેં શું કર્યું ?" કહીને તે રડી પડી.

"ન્યાય."

"ક્યાં છે તે ?"

"ખાઇમાં પડયો છે. હમણાં તેને દફનાવું છું. તે ભગવાનનું નામ લેતો લેતો, પુણ્યવાનની માફક મૃત્યુ પામ્યો છે. દેવળમાં તેને માટે સારો સરખો શાંતિપાઠ કરાવવો પડશે. હવેથી જમાઈ તિયોદોરો બિયાંકીને આપણે ત્યાં રહેવાને બોલાવીશું."



# વીર

સંત ગોન્ઝેલ્વોની પ્રચંડ ધ્વજાઓ ચોગાનમાં લાવવામાં આવી હતી. પવનમાં તે મહામુશ્કેલીએ ફરફરતી હતી. પડછંદ શરીરવાળા માણસો ગરદન તાણી તાણીને મહા પ્રયત્ને આ ધ્વજાઓને ઉપાડતા હતા. તેઓનાં મોં ઉપર પણ લોહી ચઢી આવ્યું હતું.

રેડુસાના લોકો ઉપર વિજય મળવાથી મેરકેલિકોના લોકો અપૂર્વ ઉત્સાહ અને આયોજનપૂર્વક આ ઉત્સવ ઉજવી રહ્યા હતા. ઊંડી ધાર્મિક ઝનૂનથી તેઓના આત્મા જાણે ઉન્મત બન્યા હતા. આખી વસ્તી સંત ગોન્ઝેલ્વોને નામે બધો મોલ ઓવારી નાંખતી હતી. મહોલ્લે મહોલ્લે સ્ત્રીઓએ લગ્ન-ચુંદડીઓનાં તોરણો બાંધ્યાં હતાં. પુરુષોએ બારણે બારણે લીલાં તોરણો ટાંગ્યાં હતાં અને ઉબરે ઉંબરે ફૂલ વેર્યાં હતાં. વાયુ સર્વત્ર ડોલન અને ઝળહાટ પ્રસરાવતો હતો, મેદનીને મત્ત બનાવતો હતો.

મંદિરમાંથી લોકોનો પ્રવાહ ચાલુ વહી રહ્યો હતો. ચોગાનમાં આવતાં જ લોકો નાની નાની

ટોળીઓમાં વહેંચાઈ જતાં હતાં. વેદી ઉપરથી હમણાં જ મૅટોલિઓનનું પૂતળું ઉતારવામાં આવ્યું હતું અને પાસે જ સંત ગોન્ઝેલ્વોની મૂર્તિને ઉપાડવાનો અમૂલ્ય અવસર જેમને પ્રાપ્ત થયો છે એવા આઠ માણસો ઉભા હતા. જીઓવાની કુરો, લ'ઉમ્માલિદો, મત્તાઓ, વિન્સેન્ઝીઓ ગ્વાનો, રેકકો ડી કુઝો, બેનેદીત્તે ગેલાંતે, બિયાજીઓ દંકલીસ્કી, જીઓવાની સેન્ઝા પૌરા. એક શબ્દ પણ તેઓ ઉચ્ચારતા ન હતા. પોતાનાં મહત્ત્વનાં કાર્યનું તેઓને સંપૂર્ણ ભાન હતું. તેઓ જરા આક્ષોભ પામ્યા હોય એવા જણાતા હતા. કાને કુંડળ અને આંખે ધર્મઝનૂનની ઝમક જોતાં જ શક્તિનું ભાન થાય. વારે વારે તેઓ પોતાના હાથની માંસપેશીઓ અને નાડીઓ તપાસતા હતા–કેમ જાણે પોતાની શક્તિનું માપ ન લેતા હોય! કોઇ વાર તેઓના અધર ઉપર આછું સ્મિત ફરકતું.

સંતની મૂર્તિ પ્રચંડ હતી અને વજન પણ જબરૂં હતું. શરીર, કાળાં કાસાંનું ઢાળેલું હતું અને હાથ અને માથું રૂપાંનાં ઢાળેલાં હતાં.

"આગે કુચ!" મત્તાઓનો હુકમ આવ્યો.

ચોગરદમથી લોકો સરઘસ જોવાને ટોળે વળ્યાં.

પવનને પ્રત્યેક ઝપાટે બારીઓ ખડખડવા લાગી. મંદિરની અંદર ધૂપના ગોટેગોટા ભૂલાં પડેલાં વાદળાંની જેમ ભમવા લાગ્યા. સંગીતના સ્વરો વારેવારે ઊંચા થતા અને અદૃશ્ય અંતરમાં મળી જતા. લોકોની ધમાલમાં પેલા આઠ જણા ખોવાઇ જેવા ગયા હતા. તેઓમાં ધાર્મિક ભાવનાનો અતિરેક થતાં જ તેમણે પૂતળું ઉપાડવાને હાથ લંબાવ્યા.

"એક !.....દો !.....તીન !....." મત્તાઓએ પૂકાર કર્યો.

તેમણે બધાએ એક્કી સાથે પ્રયત્ન કરી પૂતળું ઊંચકવાનું કર્યું; પણ મૂર્તિ બહુ ભારી હતી અને ડાબી બાજુએ જરા લટી પડી. માણસોને પગ ઠેરવવાનો પણ વખત ન મળ્યો. સમતોલપણું જાળવવાને તેઓ આગળ નમ્યા; પણ બિચાજીઓ દ કલીસ્કી અને જીઓવાની કુરો જરા પોચા હતા તેમના હાથમાંથી મૂર્તિ સરી ગઈ. મૂર્તિનું બધુંય વજન એક બાજુએ પડયું. ઉમ્માલિડોએ હૃદયભેદક ચીસ પાડી.

"જો જો ! સંભાળજો !" સંતને માથે ઝઝુમતું સંકટ જોઇ બધી બાજુએથી લોકો બૂમ પાડી ઉઠયાં. ચોગાનમાંથી કાન ફાડી નાંખે તેવો કોલાહલ આવ્યો અને તેમાં આ શબ્દો ડૂબી ગયા.

ઉમ્માલિડો ઘૂંટણીએ બેસી પડયો. તેની જમણી હથેલી મૂર્તિ નીચે ચપ્પટ જડાઇ ગઇ હતી. ઘૂંટણીએ બેસી તે પોતાના હાથ તરફ ટીકી રહ્યો હતો. હાથ જરા પણ ચસકે એમ ન હતું. તેની આંખોમાં ભય અને વેદના દીસતાં હતાં. પીડાથી તેનું મુખ વિકૃત બની ગયું હતું. પણ તે શબ્દ સરખો યે ઉચ્ચારતો ન હતો. વેદી ઉપર લોહી ઝમી રહ્યું હતું.

તેના સાથીઓએ ભેળા મળીને મૂર્તિ ઉપાડવાનો પ્રયત્ન કર્યો! પણ એ કાંઈ સહેલું ન હતું. મર્મન્તુદ વેદનાથી ઉમ્માલિડોનું મુખ કરમાઇ જતું હતું. આસપાસ ઉભેલી સ્ત્રીઓ તો ભયથી કંપતી હતી.

આખરે મૂર્તિ ઊંચી થઇ અને ઉમ્માલિડોનો હાથ બહાર નીકળ્યો. હાથ કચડાઇ ગયો હતો; લોહી વહેતું હતું. એ હાથ જ ન હતો રહ્યો.

" ઘેર જા, જલદી ઘેર જા." ટોળામાંથી કેટલાકે સલાહ આપી, અને તેને ધીમેથી બારણાં તરફ લઇ ગયા.

એક સ્ત્રીએ પોતાનું ઉપવસ્ત્ર ઉતાર્યું અને તેને પાટો બાંધવા તૈયાર થઇ. ઉમ્માલિડોએ ના પાડી. મૂર્તિ આગળ કેટલાક માણસો ઝઘડો કરતા હતા ત્યાં તેની આંખો ઠરી હતી.

"હવે મારો વારો."

"ના. મારો છે, મારો !"

"ના, ના, હવે મારો છે !"

સિક્કો પોનો, મત્તિયા સ્કાર્ફોરોલા અને તોમાસો કલીસ્કી—એ ત્રણે જણ ઉમ્માલિડોની જગ્યાને માટે લડતા હતા.

ઠૂંઠો વળી ગયેલો હાથ લબડતો હતો. બીજે હાથે મેદનીમાંથી માગ કરતો કરતો ઉમ્માલિડો એ લોકો પાસે ગયો.

તેણે જઇને માત્ર એટલું જ કહ્યું: "એ જગ્યા તો મારી છે." અને મૂર્તિને ઉપાડવાને પોતાનું ખભું ધર્યું. પોતાને થતી નર્કયાતનાને દબાવવાને તેણે જબરા નિશ્ચયથી દાંત પીસ્યા.

"તું તે શું કરવા બેઠો છે ?" મત્તાઓએ પૂછયું.

"સંત ગોન્ઝેલ્વોની જે ઇચ્છા હોય તે." જવાબ દઇને તે પણ બધાની સાથે સરઘસમાં ઉપડયો.

મેદની તો સ્થંભિત થઇ ગઇ. સરઘસ દરમ્યાન તેનો વહેતો જખમ ધીમે ધીમે કાળો પડતો જતો હતો. કોઇ કોઇ વાર કોઇ પૂછતું: "કેમ ઉમ્મા, કેમ છે ?"

ઉમ્માલિડો જવાબ દેતો નહિ પણ સંગીતના તાલે તાલે કદમ ધરતો રહેતો. પવનમાં ફરફરતા

જંગી ચંદરવા નીચે તે ભારી માથે ચાલતો હતો. મેદની તો વધતી જ જતી હતી.

એક ગલીના વાંક આગળ ઉમ્માલિડો અચાનક જ ઢગલો થઇને પડયો. મૂર્તિ સહેજ લચી. અભદ્ર શંકાથી મેદની પળભર ધીમી પડી ગઇ, પણ તરત જ સરઘસ ચાલુ થયું. ઉમ્માલિડોની જગ્યા રફાફૅરોલાએ લીધી. મૂર્છા પામતા ઉમ્માલિડોને બે સંબંધીઓએ ઊંચકી લીધો અને પાસેને ઘેર લઇ ગયા.

ઘા રૂઝાવવામાં એક્કો ગણાતી અન્ના ડી કેઓઝો નામની ડોસીએ છૂંદો વળી ગયેલો હાથ જોયો અને માથું ધૂણાવ્યું.

“તમે પણ શું કરો ?”

અહિં તેની ઉસ્તાદી નિરુપાય હતી.

ઉમ્માલિડોની મૂર્છા વળી. અને તેણે દઢતાથી મૌન જાળવી રાખ્યું. તે બેઠો થયો અને શાંતિથી પોતાનો ઘા જોવા લાગ્યો. હાથનાં બધાં હાડકાંનો ભુક્કો વળી ગયો હતો. હાથ નકામો જ થઇ ગયો હતો.

બે ત્રણ ઘરડા ખેડુતો પણ આ જોવાને આવી પહોંચ્યા. તેમણે પણ શબ્દથી અથવા ઇસારતથી એ જ વિચાર દર્શાવ્યો.

" સંતને કોણે ઉપાડયા ? " ઉમ્માલિડોએ પૂછ્યું.

" મત્તિયા સ્કાર્ફોરેલાએ " લોકોએ જવાબ દીધો.

" અને હમણાં ત્યાં શું ચાલે છે ? " તેણે ફરી પૂછ્યું.

" પૂજા અને, સંગીત. " જવાબ મળ્યો.

ખેડુતો વિદાય લઇ પૂજા માટે ચાલ્યા ગયા. મંદિરમાંથી ઘંટના શબ્દો સંભળાતા હતા.

એક સંબંધીએ ઠંડા પાણીની બાલદી તેની સામે મૂકી અને કહ્યું: " તારો હાથ આમાં બોળી રાખ. અમો જઇએ છીએ. આરતિનો ઘંટ વાગવા માંડયો છે. "

ઉમ્માલિડો એકલો રહ્યો. ઘંટાનાદની ગતિ બદલાઈ અને શબ્દ વધ્યો. દિવસ પૂરો થવા આવ્યો હતો. અંધારૂં વધતું જતું હતું. પવનથી હાલતી ઓલાઇવ વૃક્ષની ડાળો બારીઓ સાથે ભચકાતી હતી.

ધીમે ધીમે ઉમ્માલિડોએ હાથ ધોવા માંડયો. અને લોહીના ગડફા ધોઈ નાંખ્યા એટલે ખબર પડી કે ઘા કેટલો ભયંકર હતો.

ઉમ્માલિડોએ વિચાર કર્યો: " નક્કામો-હાથ

તો હવે ગયો જ. સંત ગોન્ઝેલ્વો ! હું એ આપને ચઢાઉં છું."

તેણે એક છરો લીધો અને બ્હાર નીકળ્યો. બધાય મહોલ્લાઓ સૂના હતા. પવિત્ર ભાવભરી વસ્તી તો મંદિરમાં ઉભરાતી હતી. સૂર્યાસ્તથી ઝળકતાં લાલ વાદળાં ઘરો ઉપર પંખીનાં ટોળાંની માફક સરતાં હતાં.

મંદિરમાં મળેલાં લોકોએ વૈતાલિકો સાથે સંગીતમાં સૂર પૂર્યો. માનવ શરીરની ગરમી અને બળતી મીણબત્તીના ધૂમાડાથી ગુંગળાટ થતો હતો. મેદની-માંથી પણ સંત ગોન્ઝેલ્વોનું શિર દીવાદાંડી સરખું ઝળકતું હતું.

ઉમ્માલિડોએ મંદિરમાં પ્રવેશ કર્યો. બધે પ્રવર્તતી ધમાલમાં તે વેદિ પાસે પહોંચી ગયો.

" સંત ગોન્ઝેલ્વો ! હું આ આપને ચઢાવું છું." હાથમાં છરી લઇને દઢ સ્વરે તે બોલ્યો.

આટલું કહીને તેણે પોતાનો જમણો હાથ કાંડેથી કાપવા માંડયો. આશ્ચર્યચકિત મેદની અવાક્ થઇ ગઇ. કૂચો વળેલો હાથ ભૂજાથી છૂટો પડવા લાગ્યો.

ક્ષણભર તે છેલ્લા તંતુએ લટકી રહ્યો અને પછી જે થાળમાં લોકોએ નાણાં ધર્યાં હતાં તેમાં સંતને ચરણે જઇ પડયો.

પછી ઉમ્માલિડોએ લોહી નીંગળતું હૃદય ઊંચું લીધું અને દૃઢ સ્વરે ફરીવાર બોલ્યો:

" સંત ગોન્ઝેલ્વો ! આ હું આપને ચઢાવું છું."



# એક કબાલો

પીટર અને જોસેફને આજે પીટરની પત્ની મેરીને ડુબાડીને મારી નાંખવાની કોશિષ કર્યાના ગુન્હા માટે ન્યાયમંદિરમાં ઊભા કરવામાં આવ્યા છે.

તે બન્ને ગુન્હેગારો એક પુરાણા કાળથી ચાલી આવતી પાટલી પર પાસપાસે બેઠા છે. બન્ને ખેડુતો છે. પીટર જરા નીચો અને જાડો છે, એના હાથપગ ટુંકા છે, અને તેનું ગોળ રાતું ખીલવાળું મોઢું, એના તેવા જ ગોળમટોળ અને બેઠા ઘાટના જાડા ધડ પર, વચમાં જરા યે ગરદનનું અંતર રાખ્યા સિવાય, ચોંટાડેલું હોય એમ લાગે છે. તે ભૂંડ ઉછેરવાનો ધંધો કરે છે.

જોસેફ પાતળો અને મધ્યમ કદનો છે, તેના હાથ અતિશય લાંબા છે અને તેનું માથું લંબગોળ છે. તેનાં જડબાં મચડાઈ ગયાં છે અને તે આંખે ફાંગો છે. તેણે વાદળી રંગનો ઘૂંટણ સુધીનો લાંબો કોટ પહેર્યો છે. તેણે પોતાના પાતળા પીળા વાળ તાલકા ઉપર ચોંટાડેલા છે. આથી તેનું મોઢું ઊતરી ગયેલા

જેવું, ગંદું અને બિહામણું લાગે છે. એને મશ્કરીમાં લોકો 'પાદરીબાવા' કહી બોલાવે છે; કારણ કે તે પાદરીના ગાણાની અને વાજિંત્રની આબેહૂબ નકલ કરી શકે છે. તે વીશીનો ધંધો કરે છે અને લોકો પાદરીના સાચા ગાયન કરતાં આના ગાયનથી વધારે આકર્ષાઈને તેની ઘરાકી ઠીક વધારી આપે છે.

મેરી સાક્ષીના પાંજરામાં બેઠી છે. તે પણ ગામડાની હોય એમ લાગે છે. તે શરીરે પાતળી છે. કોર્ટનું કામ ચાલ્યું તે દરમિયાન અર્ધી ઊંઘતી હોય એમ બેસી જ રહી હતી. એના હાથ ઢીંચણ ઉપર સ્વસ્તિક રચી પડેલા છે. વિચારશૂન્ય દૃષ્ટિથી ગંભીર દેખાવ ધારણ કરી તાકી રહી છે.

ન્યાયાધીશે તપાસ ચાલુ કરી. તે બોલ્યા: "ત્યારે, બાઈ મેરી! આ લોકો તમારા ઘરમાં આવ્યા અને તમને પાણીથી ભરેલા પીપમાં નાંખ્યાં એ હકીકત વિગતવાર કહો, જોઉં વારૂ. ઊભાં થાઓ."

તે ઊભી થઈ, વહાણના કુવાથંભ જેવી તે ઊભી થઈ. તેના માથા ઉપર સફેદ ટોપી હતી. તેણે પોતાની હકીકત ગળગળતે અવાજે કહેવા માંડી:

"હું વટાણા વેચતી'તી. ત્યાં ઘણાં આવ્યા. મને મનમાં થાયું: 'આમ આવ્યા હશે?' કંઈ લ્હેરમાં દેખાતા હતા. કંઇક કરવા આવ્યા હતા. મારી

પડખે રહીને આ...મ કરીને તાકીને જોતા હતા. આ જોસેફ તો આ...મ કરીને દોઢી આંખે જોતો હતો. એ બે ભેગા થાય છે તે મારાથી ખમાતું જ નથી. ભેગા થાય ત્યારે કંઈક ને કંઈક ભુંડું જ કરવાના. મેં કહ્યું: 'આમ શું કરો છો?' ઇંયોએ જવાબ ન આપ્યો. મને બીક લાગી..."

પીટર આ જગ્યાએ વચમાં ઓચિંતો બોલી ઊઠયો: "અમે જરા રંગમાં હતા." તે ઉપરથી જોસેફે તેના તરફ જોઇને જાડા અવાજે કહ્યું: "આપણે બેઈ એ પીધો હતો એમ જ કહોકને."

મેજીસ્ટ્રેટે સખતાઇથી કહ્યું: "એટલે તમે દારુ પીધો હતો એમ જ ને?"

પીટરે કહ્યું: "એવું કંઈક ખરૂં."

જોસેફ: "હોય, મન છે, કોઈક વાર પીવાય પણ જાય."

મેજીસ્ટ્રેટ (બાઇ તરફ): "તમારી હકીકત આગળ ચલાવો."

તેણે આગળ ચલાવ્યું:

"હં. આ અમારા ધરવાળાએ કહ્યું: 'તારે અધીં જોઇએ છે?' મેં કહ્યું: 'હોવે.' એટલી તો મજુરી યે તેને મળતી નથી. ત્યારે ઇંયોએ

કહ્યુંઃ ‘ ત્યારે જો, હું કહું એમ કર, ઝટ કર. ’ એમ કહીને ખુણાની ગટર નીચે મોટું ખુલ્લું પીપ છે તે ઘોડતાકને લઇ આવ્યા. પછી એને દોડાવતા રસો-ડામાં લઇ ગયા. અને ઓરડામાં વચ્ચોવચ ઊભું કર્યું અને મને કહ્યુંઃ ‘ આ છલોછલ ભરાય ત્યાં સુધી અંદર ધડેધડે પાણી નાંખ. ’

“ એટલે હું તો બે હાંડા લઇને દોડી. ને એક વાર ભરી આવી. ફરી ભરી આવી. વળી ભરી આવી. બાપજી પીપ મોટું દઇત છે તે કંઈ ઝટ દઈને ભરાય ? તમે જાણો જ છો ને ?

“ હું પાણી ભરતી ’તી ને આ બેઇ ઉપરાઉપરી ઢીચ્યા કરતા’તા. એટલે મેં ઇયોંને કહ્યુંઃ ‘ આ પીપ ભરાય એ કરતાં તો તમે નાકની દાંડી સુધી ભરાયા છો. ’

“ એટલે મારા ઘરવાળાએ મને સંભળાવ્યુંઃ ‘ છાની રહે, તું તારું કામ કર. તારો વારો હેંડયો આવે છે. સૌ સૌનું કામ કરો. ’ પણ મેં તો કાંઇ ગણકાર્યું નહિ. મેં કહ્યુંઃ ‘ પીધલ છે. ’

“ પીપ છલોછલ ભરાયું એટલે મેં કહ્યુંઃ ‘ લ્યો, આ ભરાયું. ’ એટલે જોસેફે મને અધીં આપ્યો. મારા ઘરવાળાએ નહિ, જોસેફે. ને મારા ઘરવાળાએ

કહ્યું: ‘ બીજો અધીો જોઇએ છે ? ’ મેં કહ્યું: ‘ હોવે.’ નહિ તો એ કયારે આપવાના હતા ? ત્યારે એમણે કહ્યું: ‘ ત્યારે લુગડાં કાઢી નાંખ્ય.’ મેં કહ્યું: ‘ લુગડાં ! ’ એ કહે: ‘ હા, લુગડાં.’ બહુ શરમ લાગતી હોય તો ચદ્દી ને કાપડું રાખ્ય. અમારે એનો વાંધો નથી.

“ મેં કહ્યું: ‘ અધીો કયાં થવાનો હતો ? ’ એટલે મેં તો કપડાં કાઢયાં. પણ બળ્યું બૈરાંનો અવતાર તે આવા છોકટા આગળ લુગડાં કાઢતાં જીવ નો ચાલ્યો. મેં ટોપી ઉતારી, સાલ્લો કાઢ્યો, જોડા કાઢયા.

“ ત્યાં જોસેફે કહ્યું: ‘ પીટર, મોજાં ભલે રહ્યાં. હું કંઈ એવો માણુસ નથી. અને પીટરે કહ્યું: ‘ હા, જોસેફ, આપણે ગમે તેમ તો એ શાહુકાર કહેવાઇએ–સારા માણુહ ! ’ પછી તો હમજયાને સાહેબ, હું ઉઘાડી જેવી થઇ ગઇ. પછી આ બે ઊભા થયા. એમનાથી ઊભા યે રહેવાતું નો’તું એટલો ઢીચ્યો’તો. મને મનમાં થ્યું: ‘ આ તે શું કરવાના થ્યા સે.’ પીટરે કહ્યું: ‘ અલ્યા, તૈયાર છો કે ? ’ અને જોસેફે કહ્યું: ‘ હા દોસ્ત, તૈયાર છું.’ આ પછી તો એ બેઇએ મને ઝાલીસ્તો. આ મારા ધરવાળાએ માથું પકડયું અને આણે મારા ટાંટિયા પકડયા,

અને મને કોથળાની ગુણની પેઠે ઉપાડી. મેં તો કળાહોળ કરી મૂકયો, ને મારા ઘરવાળાએ કહ્યું : 'મૂંગી મર, રાંડ ચીબરી, બોલી તો.' પછી એમણે મને ઊંચી કરી અને પેલા પાણીના પીપમાં નાંખી. હું તો ઠરીને ઠીંગરું થઇ ગઈ. પછી મારા ઘરવાળાએ કહ્યું : 'બસ, થયું ના?' એટલે જોસેફે કહ્યું : 'બસ, થઇ ગયું.' એટલે મારા ઘરવાળાએ કહ્યું : 'પણ હજી માથું બોળાયું નથી. તે યે ગણવું જોઇએ.' જોસેફે કહ્યું : 'ત્યારે માથું ય બોળ અંદર.'

"એટલે મારા ઘરવાળાએ માથું ઝાલી ને મને પાણીમાં ઝબોળી. જાણે મને ડુબાડી મારવી હોય. અને મારા તો નાકમાં યે પાણી પેસી ગયું. ને આંખમાં લીલાંપીળાં દેખાવા માંડયાં. ને એમણે તો મને ફરીવાર ઝબોળી.

"એટલું થયું ત્યાં તો એ યે બ્હી ગયા હશે. એમણે મને બહાર કાઢી અને કહ્યું : 'બહાર નીકળીને કોરી થઈ જા, બ્હીકણ.' એટલે હું તો નસાય એટલું નાસી પાદરી પાસે પહોંચી અને એમણે એમના નોકરનો સાલ્લો મને આપ્યો. હું તો ઉપાડી જ હતી. અને એમણે ગામના મખીને

બાલાવ્યો. અને ગામના મખીએ પોલીસ પટલને બાલાવ્યો. ને બધા ય મારે ઘેર આવ્યા.

"ઘેર ગ્યા ત્યાં તો પીટર અને જોસેફ બે ઘેટાંની પેઠે બાધતા'તા. મારા ધરવાળા કે'તા'તા : 'અલ્યા જૂઠું બોલ મા. એમ ન મપાય. એક ડોલ વધારે થાય.' જોસેફ બરાડી ઊઠયો : 'ચાર ડોલો થઇ. બે મણ પૂરૂં ન થયું. હવે વધારે બોલીશ મા. મેં કહ્યું તે હાચું છે.' પોલીસ પટલે બન્નેને હાથકડી કરી. બસ."

તે બેસી ગઈ. કોર્ટમાં જરા હસાહસ થઈ, જુરીના સભ્યો અચંબામાં એકબીજા સામું જોવા મંડયા.

મેજીસ્ટ્રેટ બોલ્યા : "કેદી જોસેફ, તમે આ શરમ ભરેલા કામમાં મદદગાર છો. તમારે શું કહેવાનું છે?" જોસેફ ઊભો થયો.

"સાહેબ, અમે જરા રંગમાં હતા."

મેજીસ્ટ્રેટે ગંભીરતાથી જવાબ આપ્યો: "તે હું જાણું છું. આગળ ચાલ."

"હું આગળ જ ચાલું છું. એમ થયું કે પીટર મારે ત્યાં નવ વાગે આવ્યો. અને બે પ્યાલા દારુ માગ્યો. અને મને કે' 'એક તું પી.' એટલે હું એની

હામે બેઠો અને પ્યાલો પીધો. એણે મારી મેમાન-ગત કરી એટલે મેં એની મેમાનગત કરી અને એ: પ્યાલો મેં એને પાયો. એટલે પાછો એણે મને પાયો. ને પાછો મેં એને પાયો. એમ અમે પીધે ગયા. બપોર થયા ત્યારે અમે બરોબર ટૅ થયા.

"ત્યાં પીટર રોવા માંડયો, એટલે મને બહુ વસમું લાગ્યું. અને મેં એને પૂછ્યું: 'છે શું?' એણે મને કહ્યું: 'મારે બ્રેસ્પતવારે ચાલીસ રૂપિયા જોશે.' પૈસાનું નામ સાંભળી હું તો ઠંડો થઇ ગયો. એણે પાધરૂંક કહ્યું: 'હું મારૂં બૈરૂં વેચું.'

"મને દારુ ચડયો 'તો. અને મારૂં બૈરૂં મરી ગ્યું 'તું. મને એ વાત ગમી ગઇ. એના બૈરાને હું ઓળખતો ન્હોતો પણ મેં કહ્યું કે ભલા બૈરૂં તો છે. એટલે મેં એને પૂછ્યું: 'કેટલા રૂપિયા લઇશ?' તે થોડોક વખત વિચારમાં પડી ગયો. વિચાર તો શું કરે, પણ એવો દેખાતો હતો. દારુ પીએ એનું મગસ બધું ધુંધવાઇ જાય. એણે કહ્યું: 'હું તો મણે વેચું.'

"મને એમાં કાંઇ નવાઇ ન લાગી. મનેય દારુ ચઢયો 'તો. અને તોલની તો મને મારા ધંધાને લીધે

ખબર હતી. બરાબર ચાર ડોલે એક મણ થાય એ મને ખબર હતી.

"પણ હજી કિંમત ઠરાવવાની બાકી હતી. પણ કિંમત તો માલ ઉપર થાય ને? મેં કહ્યું: 'મણનું શું લઈશ?' એણે કહ્યું: 'મણના ચાલીસ રૂપિયા.'

"મને તો એ ભાવ બહુ આકરો લાગ્યો પણ પછી મને થયું કે એક બૈરું બે મણથી વધારે નહિ થાય. તો યે મેં તો કહ્યું: 'અલ્યા ઇ તો બહુ ભાવ કહેવાય.'

"એણે કહ્યું: 'એથી ઓછે મને નહિ પોસાય, મને ખોટ જાય.'

"મેં કહ્યું: 'બેટમજી, તમે ભૂંડ વેચીને ધંધામાં પાવરધા થયા છો તો અમે દારુ વેચીને કાંક કાંક સમજીએ છીએ.' એટલે મેં એને કીધું: 'જો તાજો માલ હોય તો તો એ ભાવ ચાલે, પણ આ તો તમારી રાખેલી બૈરી છે, નવા જેવી ન ગણાય. આપણે તમને પાંત્રીસ રૂપિયા આપવા, જાઓ. હવે પાઈ યે ખમે એમ નથી. કબુલ?' પેલો કહે: 'હા કબુલ, જા.'

"મેં કહ્યું: 'હા, ત્યારે સોદો થયો.' ને અમે એક બીજાને ટેકો દેતાં હેંડયા. સાહેબ, વ્હેવહાર તો એક બીજાના ટેકાથી જ ચાલે ને ?

"પણ મારા મનમાં ચોળવચોળ થયા કરતું 'તું. મેં કહ્યું: 'આ સારું તો કર્યું પણ એને માપશું શી રીતે ? એ તે કાંઇ પાણી છે કે ડોલેડોલે મપાય ?

"એટલે એણે ફોડ પાડી. એનેય દારુ ચઢયો હતો એટલે સમજાતું નો'તું. એણે કહ્યું: 'આપણે એક પીપ લઇએ. એને માથા સુધી ભરીએ. હું બૈરાને એમાં ઉતારૂં અને જે પાણી ઢળી જાય તેને માપી લઇએ. બોલો, બરોબર જુક્તિ થઇ કે નહિ ?'

"મેં કહ્યું: 'એ તો ખરૂં, પણ પાણી ઢળી જશે એને માપવું શી રીતે ?'

"એટલે એ હસી પડયો. એણે મને કહ્યું: 'બૈરૂં બહાર નીકળે એટલે પીપ ફરીવાર ભરવું. અને બીજું જેટલું પાણી નાંખવું પડે તેના તમારે, મણના ભાવે રૂપિયા આપવાના. દશ ડોલો થાય તો સો રૂપિયા આપવાના.' મને લાગ્યું કે ભાઇ સાહેબને દારુ ચડયો છે પણ કાળજું ઠેકાણે છે.

## એક કબાલો

"પછી તો સાહેબ, અમે એને ઘેર ગયા. અને દાગીનાને બરાબર જોયો. રૂપબૂપ તો કાંઇ એનામાં હતું નહિ. સાહેબ આપ જુઓ છો ને આ આપની હામે બેઠું. મને મનમાં થયું: 'કાંઈ નહિ. મારૂં ઘર મંડાશે. અને રૂપાળું હોય કે ન હોય પણ ઘર તો ચલાવશે'. ખરૂં ને? ને વળી મેં એ ય જોયું કે એ પાતળી સોટા જેવી છે. મારા મનમાં થયું: 'પુરા બે મણે નહિ થાય.' દારુનો ધંધો કરૂં એટલે એટલું તો જાણું ના?

"પછી શું થયું તે તો એણે આપને કહ્યું છે. મેં તો એને ચદ્દી ને મોજાં યે રાખવાં દીધાં—જો કે મને તો ગેરફાયદો હતો.

"એ કામ થઈ રહ્યું ત્યાં તો માલ જ નાસી ગયો. મેં કહ્યું: 'અલ્યા, જોઇ કે નાસી ગઈ.'

"એણે કહ્યું: 'તેની તારે ફકર નહિ. એ તો પાછી આવી જશે. રાતે ઊંઘવા નહિ આવે તો કયાં જશે? આપણે માપ કાઢી લ્યો એટલે કિંમત નક્કી થાય.'

"મેં માપ્યું. પુરી આઠ ડોલ્યે ન થઇ. હહાહાહા..."

કેદી એટલું બધું હસવા લાગ્યો કે પોલીસને બરડામાં ધપ્પો મારીને તેને બંધ કરવો પડયો. હસવું બંધ થયું એટલે તેણે આગળ ચલાવ્યું :

"હવે એમાં લાંબું શું કેવું 'તું સાહેબ. પીટરે કહ્યું: 'મારે કબુલ નથી. એટલે રૂપિયે ન આપું.' મેં એને એક બે દીધી એટલે એણે મને એક બે દીધી. એણે એક સંભળાવી તો મેં દશ સંભળાવી. અને એ તો એમને એમ રાત સુધી ચાલ્યા કરત. અમે બેઇયે એટલો પીધો'તો.

"ત્યાં તો પોલીસ આવ્યા. અમને દેવા માંડયા, હાથકડી કરી અને કેદમાં નાંખ્યા. સા'બ, મને નુકશાની મળવી જોઇએ."

તે બેસી ગયો. પીટરે જાહેર કર્યું કે તેના મદદગારની હકીકત રજેરજ ખરી હતી. ચકિત થયેલી જુરી પોતાનો અભિપ્રાય આપવાને અંદર ગઈ.

એકાદ કલાકમાં તેઓ પાછા આવ્યા. અને તહોમતદારોને છોડી મૂકયા. પણ એક ભેદી કોયડો મૂકતા ગયા. લગ્નની પવિત્રતા કેટલી ગણાવી જોઇએ અને વેપારી કબાલાની યોગ્ય મર્યાદા કેવી મૂકાવી જોઇએ.

પીટર પોતાની પત્ની સાથે પોતાને રહેવાને ઘેર ગયો.

જોસેફ પોતાની દારુની દુકાને ગયો.



# " દુઃખીનાં દુઃખની વાતો*—"

કાઉન્ટેસ—હમણાં પેલે દહાડે અનાથાશ્રમમાં ગયાં હતાં. ત્યાં તેમણે બહુ જ અસાધારણ દેખાવ જોયો હતો. ચાર છોકરાઓ એક ફાટેલી ચોપડીને માટે હોંસાતોંસી કરતા હતા અને એકબીજાને વજ્જર મુક્કીઓ મારી મારી પોંદી નાંખતા હતા.

કાઉન્ટેસ તો આ જોઇને હબકી જ ગયાં અને બોલી ઊઠયાં: "કેમ, કેમ, છોકરાઓ ! આ તે શું કહેવાય ? આમ લડો છો શાને ? આ વીંખાયલાં ફરફરીઆં માટે આટલી બધી મારામારી ! કોઇ તમને એને બદલે બે પીપરમીટ પણ આપે એમ નથી. અને વળી સાંજે પ્રભુની માફી માગવી પડશે તે તો જુદું."

"એ મારી પાસેથી 'રોબિન્સન ક્રુઝો' લઇ ગયો!" એક છોકરો પોતાના વાંકનો બચાવ કરવા બહાર પડયો.

---

* "દુઃખીનાં દુઃખની વાતો સુખી ના સમજી શકે;
"સુખી જો સમજે પૂરૂં દુઃખ ના વિશ્વમાં ટકે."

ખબરદાર

## "દુઃખીનાં દુઃખની વાતો—"

"જો, જુઠ્ઠો! એણે જ મારી પાસેથી લઇ લીધો હતો!" બીજાએ રાડ પાડી.

"કેવો જુઠું બોલે છે?" ત્રીજો છોકરો ચીસાડા પાડવા લાગ્યો. "પોતે જ મારી પાસેથી ખૂંચવી ગયા એ કેમ નથી બોલતા?"

છોકરાંઓની સંભાળ રાખનાર બાઇએ કાઉન્ટેસને સમજાવ્યું કે છોકરાંઓને વાંચવાનો બહુ જ રસ છે અને અનાથાશ્રમમાં પૂરતાં પુસ્તકો નથી એટલે ગમે એટલી કાળજી રાખીએ તો પણ આવા બનાવ વારે ઘડીએ બન્યા જ કરે છે.

કાઉન્ટેસના હૃદયમાં કોઈ અપૂર્વ ભાવ ઝળક્યો. પણ વિચારથી થાક ચઢતો હોવાથી તેમણે તે ભૂલી જવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી થોડે દિવસે તેઓ એકવાર વડા પાદરીનેત્યાં મિજબાનીમાં ગયાં હતાં. ત્યાં તો ધર્મની અને પરોપકારની જ વાતો થાય એટલે એમને આ વાત ફરી યાદ આવી. તેમણે એ બનાવ બહુ જ વિસ્તારપૂર્વક વર્ણવી સંભળાવ્યો અને દેખરેખ રાખનાર બાઇએ જે ખુલાસો કર્યો હતો તે પણ કહી સંભળાવ્યો.

પાદરી સાહેબે વાત બહુ જ ધ્યાનપૂર્વક સાંભળી

અને વિચિત્ર ભાવો અનુભવ્યા. એમને વિચાર કરવાનો મહાવરો હતો એટલે એમણે તો એવી સૂચના કરી કે આ અનાથોને પુસ્તકો પૂરાં પાડવામાં આવે તો સારૂં. તેમનાં પોતાનાં છોકરાંને માટે વરસો પહેલાં ખરીદેલાં પુસ્તકો આજે કોઇ ટ્રંકમાં કે ઘોડી ઉપર સડી રહ્યાં છે એ વાત પણ તેમને એકાએક યાદ આવી. પણ એ બધાં પુસ્તકોને ભેગાં કરવાનું ગદ્ધાવૈતરૂં કોણ કરે ?

તે જ દિવસે સાંજે પાદરી સાહેબ શ્રી—ને ત્યાં મળવા ગયા હતા. શ્રી—નું આખું જીવન સાતમાથી ત્રીજા દરજ્જાના અમલદારોની સેવા ઊઠાવવામાં જ વ્યતીત થયું હતું. એમને ખુશ કરવાના ઇરાદાથી પાદરી સાહેબે કાઉન્ટેસે કહેલી વાત તેમને કહી સંભળાવી અને પોતા તરફથી પણ ઉમેર્યું: " ખરૂં—એ પણ—ખરેખર—આવાં અનાથોને પુસ્તકો પૂરાં પાડવાં જ જોઇએ."

"એમાં તે શું મોટી વાત છે!" શ્રી—બોલી ઊઠ્યા. "એ તો કાલે હું 'વર્તમાન'ની ઑફિસમાં જવાનો છું એટલે અનાથાશ્રમને માટે પુસ્તકોની માગણી જાહેર થાય એવું કરીશ."

## "દુઃખીનાં દુઃખની વાતો—"

બીજે દિવસે શ્રી—ભારે ઉત્તેજનાપૂર્વક 'વર્તમાન' ઑફિસમાં દાખલ થયા અને તેમાં અનાથોને માટે પુસ્તકોની માગણી છપાય એ માટે તેમણે બહુ જ આગ્રહ કર્યો.

તેઓ ખરી અણીને વખતે પહોંચ્યા હતા. તે જ વખતે પત્રને થોડી ઉત્તેજનાપૂર્ણ લીટીઓ ખૂટતી હતી એટલે રિપોર્ટર બેસી ગયો અને એક લેખ તૈયાર કરી નાંખ્યો. મથાળે લખ્યું: મૂઠીભર બાળકો—સમાજને આશરે—પુસ્તકને અભાવે પીડાય છે—ભુલકાંઓ તલસી રહ્યાં છે—તેમના તૃષાર્ત આત્માઓને સંભારજો!

પછી સંતોષપૂર્વક સીસોટી બજાવતા બજાવતા શ્રી—ભોજનને માટે ચાલી નીકળ્યા.

થોડા દિવસ પછી એક રવિવારે હું અને મારા મિત્ર વિજ્ઞાનના અધ્યાપક ફરતા ફરતા 'વર્તમાન'ની ઑફિસમાં જઈ ચઢ્યા. તંત્રીના બંધ ઓરડા આગળ અમને એક ચિંથરેહાલ માણસ મળ્યો. તેના હાથ કાળામેશ જેવા થઈ ગયેલા હતા. તેની સાથે એક ફીક્કી પડી ગયેલી સૂકાયલી જેવી છોકરી હતી. તેણે પણ બરાબર કપડાં ન હતાં પહેર્યાં. તેના હાથમાં પુસ્તકોની એક પોટલી હતી.

# “ દુઃખીનાં દુઃખની વાતો— ”

મેં તેને પૂછ્યું: “ કેમ, આપને શું કામ છે ? ”

મેલથી રગદોળાયલા માણસે સંકોચપૂર્વક જવાબ દીધો: “ સાહેબ, અમે થોડાંક પુસ્તકો આણ્યાં છે. તમે પેલાં તરસ્યા આત્માઓને વિષે લખ્યું હતું ને તેમને માટે. ”

પેલી સૂકાયલી છોકરીએ પણ નમન કર્યું અને તેના રોગથી ફિક્કા પડી ગયેલા ગાલો ઉપર પણ જરા લાલી આવી.

મેં તેના હાથમાંથી પુસ્તકો લીધાં અને ઑફિસના નોકરને સોંપ્યાં.

“ આપનું નામ શું ? ” મેં પૂછ્યું.

“ પણ, સાહેબ, આપને શું કામ છે ? ” તે મુંઝાતો મુંઝાતો બોલ્યો.

“ વાહ ! અમારે દાતાનું નામ તો છાપવું જોઈએ ને ! ”

“ ના સાહેબ, એની કાંઈ જરૂર નથી. હું તો એક ગરીબ મજુર છું. પેલા ટોપી બનાવવાના કારખાનામાં કામ કરૂં છું. નામ છાપવાની કાંઈ જ જરૂર નથી. ”

અને તે પોતાની સૂકલકડી નાની પુત્રીને લઈને ચાલ્યો ગયો.

## " દુઃખીનાં દુઃખની વાતો—"

મારી પાસે વિજ્ઞાનના અધ્યાપક ઊભા હતા તેથી કે કોણ જાણે શાથી સંદેશા મોકલવાની નવી જ રીતનો મને ખ્યાલ આવ્યો. અનાથાશ્રમ એ મુખ્ય મથક હતું. ત્યાંથી સંદેશો મોકલવામાં આવ્યો. પેલો ટોપીના કારખાનામાંનો મજુર તે સંદેશગ્રાહક મથક હતું. મુખ્ય મથકેથી 'સાવધાન'નો હુકમ પુકારાતાં ગ્રાહકે તેનો તરત જવાબ વાળ્યો. એકે માગણી કરી કે તરત જ બીજાએ પૂરી પાડી.

બાકીના બીજા બધા અમો તો માત્ર તારના થાંભલા હતાં.

# શીશીબાઈ

*

મેજર કાઉન્ટ ફાર્સ્ટેનબર્ગ નામનો જર્મન સરદાર ટપાલની કોથળી પૂરી કરી રહેવા આવ્યો હતો. તેની પીઠ એક મોટી ભરતવાળી આરામખુરશીમાં ખૂતી ગઇ હતી. તેના બૂટવાળા પગ સુંદર આરસની લાદી ઉપર આરામથી પડયા હતા. દ'ઉવિલના આ બંગલામાં ત્રણ મહિનાના વાસથી આ લાદી ઉપર તેના પગના જોડાની એડીના લીસોટા પડી ગયા હતા, અને એ લીસોટા દહાડે દિવસે ઊંડા થતા જતા હતા.

એક સુંદર ટેબલ ઉપર પડેલા કૉફીના પ્યાલામાંથી વરાળ નીકળતી હતી. ટેબલ ઉપર બીડી ચાંપ્યાના ડાઘ, દારુનાં ટીપાંના ડાઘ અને છરીના કાપાથી કરેલી આકૃતિઓ દેખાતી હતી. આ વિજેતાને નવરાશમાં પેન્સીલ છોલતાં છોલતાં તરંગ આવતો ત્યારે ટેબલના ઊંચી જાતના લાકડા ઉપર જાતજાતની વિચિત્ર આકૃતિઓ પાડવાની ટેવ હતી.

પોતાના નોકરે આણેલા કાગળો અને જર્મન વર્તમાનપત્રો વાંચી રહ્યા પછી તે ઊભો થયો અને

ચુલામાં ત્રણ ચાર લીલાં લાકડાના કટકા તેણે નાંખ્યા—આ ગૃહસ્થોએ બાગના લાકડાનો આ ઉપયોગ આદર્યો હતો—અને પછી બારી પાસે ગયો.

ઝમઝીક વરસાદ પડતો હતો. નોરમંડીમાં હમેશાં જાણે કોઇ બીજાઇને ફેંકતો હોય તેમ વરસાદ જોસબંધ ત્રાંસો જાડી ધારે આવે છે.

સરદારે પાણીમાં પલળી જતી લીલોતરી ઉપર નજર કરી. અને બારીમાંથી જોતાં જોતાં તખતી ઉપર પોતાના દેશના નૃત્યનો તાલ તે આંખળાથી બજાવતો જતો હતો. પોતાની પછવાડે કાંઇક અવાજ સાંભળતાં તે પાછો ફર્યો. બેરન કેલવી-ગસ્ટીન જે અત્યારે કપ્તાનનો હોદ્દો ધરાવતો હતો તેને તેણે જોયો.

સેનાપતિ પહોળા ખભાવાળો રાક્ષસ જેવો દેખાતો હતો. તેની સુંદર લાંબી દાઢી છાતી ઉપર લાંબી પથરાતી હતી. તેનું ઊંચું શરીર પીંછાં સંકેલી લીધેલા લશ્કરી મોરનું સ્મરણ કરાવતું હતું. તેની આંખો આસમાની ઠંડી અને મૃદુ હતી. એક ગાલ ઉપર ઓસ્ટ્રિયા સાથેના યુદ્ધમાં વાગેલી તલવારનો ઘા હતો. એક બહાદુર સિપાઇ તરીકેની તેની પ્રતિષ્ઠા હતી.

કપ્તાન લાલ મોઢાનો, તંગ પટાથી બાંધેલા મોટા

પેટવાળો અને ઠીંગણો હતો. તેની હજામત સાફ ન હતી, અને તેની દાઢી અને મૂછ ઉપર અમુક રીતે પ્રકાશ પડતો ત્યારે ફોસ્ફરસ લગાડયું હોય તેવી દેખાતી હતી. કોઈ સાથે લ્હેર ઊડાવતાં તેના બે દાંત પડી ગયા હતા ( તે કેમ પડયા તેની પોતાને ખબર ન હતી ) અને તેથી તેનો અવાજ જાડો અને વિચિત્ર થઇ ગયો હતો. તેનું કહેવું કોઇ કોઇ વખત સમજાતું નહિ. માથા વચોવચ તેને ગોળ તાલ પડી હતી અને તેની આસપાસ ટુંકા લાલ ચળકતા વાળના ગુચ્છા હતા.

સેનાપતિએ, સામે પડેલો આજનો છઠ્ઠો કપ ગટગટાવી કપ્તાન સાથે હાથ મિલાવ્યા, અને દિવસનો રીપોર્ટ સાંભળી લીધો. અને પછી 'આજ કાંઈ મજા પડતી નથી' એમ કહીને બન્ને પાછા બારીએ ગયા.

સેનાપતિ બૈરીછોકરાંવાળો માણસ હતો. તે આ સ્થિતિમાં મનનું સમાધાન કરી લેતો હતો. પણ કપ્તાન વંઠેલો, નિશાબાજ અને રંડીબાજ હતો અને આ ઉજ્જડ એકાંતવાસમાં મહિનાના મહિના પૂરાઈ રહેવાથી વારંવાર ચીઢાતો.

# ફીફીબાઇ

કમાડ ઉપર ટકોરો થતાં સેનાપતિએ ' આવો ' એમ કહ્યું, અને તરત જ બારણામાં એક કવાયતી સોલ્જરનું પુતળું આવીને ઊભું રહ્યું. ખાણું તૈયાર છે એમ પોતાની હાજરીથી જ તેણે સૂચવ્યું.

ખાણાના ઓરડામાં તેમને બીજા ત્રણ ઑફિસરો મળ્યા: લેફ્ટેનન્ટ ઑટો–વૉન–ગ્રોસલીન્ગ, લેફ્ટેનન્ટ ફ્રિટ્ઝ, શુનાબાર્ગ અને માર્કિવસ વિલ્હેલ્મ વૉન ઇરિક. વૉન ઇરિક ઉદ્ધત, કઠોર અને જીતાએલા માણસ તરફ ક્રૂર સ્વભાવનો હતો. ફ્રાન્સમાં આવ્યા ત્યારથી તેના ગોઠીઆ તેને ફીફી-બાઇના નામથી ઓળખતા કારણકે તેનો દેખાવ ચંચળ હતો, તેનું શરીર તંગ ચોળી પહેરી હોય તેવું એકવડું દેખાતું હતું અને તેના મોઢા પર મૂછનો દોરો ભાગ્યે જ દેખાતો હતો. અને લોકો અને વસ્તુઓ તરફ આડંબરી તિરસ્કાર બતાવવાને માટે વારંવાર ' ફી, ફી......' એવું ફ્રેન્ચ વાક્ય બોલવાની તેને ટેવ પડી હતી.

બંગલાની અંદર જમવાનો ખંડ લાંબો અને ભભકાદાર હતો. તેના અરીસામાં બંદુકની ગોળી વાગ્યાનાં કાંણાં અને તેના સુંદર ચકમાં તલવારથી

પાડેલા ચીરા અને તેના રખડતા ટુકડા બાઇ સાહેબ ફીફીના નવરાશના સમયના પરાક્રમની સાક્ષી પૂરતા હતા.

ભીંત ઉપર લટકતાં ત્રણ મોટા ચિત્રોના મોઢામાં લાંબી ચલમો ખોસી દીધી હતી અને માલેકના કુટુંબની એક ઘરડી ડોસીના ચિત્રના મોં પર મોટી કાળી મૂછો કરી દીધી હતી. આ અત્યાચાર કરેલા ઓરડામાં વરસતા વરસાદથી પડતા અંધકારમાં ઑફિસરો મૂંગા મૂંગા ખાતા હતા.

જમી રહ્યા પછી દારુ અને તમાકુનો વારો આવ્યો ત્યારે તેમની કંટાળા ભરેલી જીંદગીનાં હમેશનાં રોદણાં રોવાનું તેમણે શરૂ કર્યું. એક બીજાના હાથમાં દારુના પ્યાલા પહોંચાડતાં મોઢામાં ચલમ હતી તે રાખીને જ તેઓ દારુ પીતા ગયા. પ્યાલો ખાલી થાય એટલે પાછો ભરાતો હતો. ફીફીબાઇ દર વખત પ્યાલો ફોડતો હતો અને તેને માટે ચાકર નવો લાવતો હતો. ધૂમાડાના ગોટામાં, કાંઇ કરવાનું ન હોય તેવા, તેઓ આળસુ, ઝોકાં ખાતાં, પીધેલા પડયા હતા. કપ્તાને એકદમ જાગીને બૂમ પાડીને કહ્યું: “ભગવાનના સમ! આમ આપણાથી રહેવાશે

નહિ. આપણે કંઇક નવું શોધી કાઢવું જોઇએ." બીજા બે લેફ્ટેનન્ટે કહ્યું: "ખરૂં, પણ શું શોધી કાઢશો?" કપ્તાને થોડી વાર વિચાર કર્યો. "સેનાપતિ રજા આપે તો આપણે ઉજાણી કરીએ." સેનાપતિએ મોઢામાંથી ચલમ કાઢીને કહ્યું: "કેવી ઉજાણી કરવી છે?" કપ્તાને તેની પાસે આવીને કહ્યું: "એ મારા ઉપર છોડી દો. હું આપણા બુઢ્ઢા ચાકરને મોકલીને રુએનથી થોડી છોકરીઓને બોલાવીશ. તેમને કયાંથી લાવવી તે હું જાણું છું. તેમને અહીં વાળુ કરાવીશું. ભભકાભેર જમણ આપીશું અને એક રાત તો મજામાં કાઢીશું."

કાઉન્ટ ફાર્લ્સબર્ગે હસીને ખભા ઊંચા કરીને કહ્યું: "કાંઈ ગાંડો થયો છે?" પણ બધા જુવાનિયાઓ ઊભા થઇ ગયા અને સેનાપતિની આસપાસ વીંટળાઇ વળીને વિનંતી કરવા લાગ્યા: "નહિ સાહેબ, ભલા થઇને એક વાર રજા આપો. અહીં બિલકુલ ગમતું નથી." સેનાપતિએ છેવટે 'ભલે' એમ કહીને નમતું આપ્યું. બુઢ્ઢા ચાકરને એકદમ બોલાવ્યો. તેને કોઈએ કદી હસતો જોયો નથી. પણ તેને કંઇ કામ બતાવ્યું હોય તો તે ગમે તે કરીને પાર પાડતો. મોઢા ઉપર જરા પણ ફેરફાર થયા વિના હુકમ સાંભળીને

તે બહાર નીકળ્યો. પાંચ મિનિટમાં એક છત્રીવાળું લશ્કરી ગાડું એટલા ભયંકર વરસાદમાં ચાર ઘોડા પૂરપાટ ખેંચી ગયા. અને એક જ ક્ષણમાં આ અમલદારોના મનમાં નવો જ જુસ્સો અને આનંદ આવી ગયો. તેઓ ઢીલા હતા તે મટી ગયા. તેમના મોઢા પર તેજ દેખાયું અને વાતો કરવા લાગ્યા. વરસાદ એટલો ને એટલો પડતો હતો પણ સેનાપતિએ કહ્યું કે વાદળાં બહુ ઘાડાં નથી અને લેફ્ટેનન્ટે ટાપસી પૂરી કે થોડી વારમાં ઉઘાડ થશે. બાઈ સાહેબ ફીફી શાન્ત રહી શકતા ન હતા. તે કંઈક તોફાન કરવાનું શોધતો હતો. તેની આંખો પેલી મૂછો કરેલી ઢીંગલી ઉપર પડી. રીવોલ્વરનો વાંદરો ચડાવીને આ હેવાન બોલ્યો: "તારે આ જોવાનું નથી!" અને ઊભા થયા વગર બે ગોળીથી તેણે બે આંખો વીંધી નાંખી. પછી તેણે કહ્યું: "ચાલો આપણે સુરંગ ફોડવાની રમત રમીએ." અને તરત જ આ નવા અને જબરા આકર્ષણના જાદુથી બધી વાતચીત બંધ પડી. આ રમત પોતાની વિનાશવૃત્તિને તૃપ્ત કરવા ફીફીએ શોધેલી હતી.

બંગલાનો માલેક ઉતાવળમાં તેનું મોંઘું રાચરચીલું ફેરવી શકયો ન હતો. તેમાં જુદા જુદા

વાઝ, કૂંડાં, પુતળાં, હાથીદાંત ને કાચનો ઘણો સામાન પડેલો હતો. અત્યારે એમાંનો ઘણો જ ઓછો બાકી રહ્યો હતો. સેનાપતિ કશું ચોરાવા દે તેવો ન હતો, પણ ફીફીએ વારંવાર સુરંગની રમત રમીને તેનો નાશ કર્યો હતો. ફીફી ઓરડામાંથી એક નાનું સુંદર ચાનું વાસણ લઈ આવ્યો, તેમાં તેણે દારુ ભર્યો, તેના નાળચામાં એક લાંબી જામગ્રી મૂકી અને તે લઇને પાસેના ઓરડામાં ગયો. તે ચાલાકીથી ઓરડાનું બારણું વાસી બહાર આવ્યો અને બધા જર્મનો હવે શું થશે તેની રાહ જોતા છોકરમતમાં હસતા ઊભા રહ્યા. થોડી વારે ભડાકો થયો, આખો બંગલો ધણધણી ઊઠયો અને તે બધા ઓરડામાં દોડયા.

બાઇસાહેબ શીશી સૌથી પહેલા પહોંચ્યા. એક વીનસના પુતળાનું માથું ઊડી ગયું હતું તેની પાસે હરખમાં ગાંડો થઇ તે તાળીઓ પાડવા લાગ્યો. બધાઓ તેના ટુકડા વીણવા માંડયા. ટુકડા ઉપરની કારીગરી વખાણવા લાગ્યા અને કેટલું ગઇ સુરંગમાં ફુટયું હતું અને કેટલું આજની સુરંગમાં ફુટયું હતું તેની ચર્ચા કરવા લાગ્યા. સેનાપતિ આ બધું

મોટાઇથી જોઇ રહ્યો હતો. તે સૌથી પહેલો પાછો ફર્યો અને તેણે હસતાં હસતાં કહ્યું : " આજની રમતને પૂરી ફતેહ મળી છે."

પણ ખાવાના ઓરડામાં તમાકુના ધૂમાડા સાથે એટલો બધો દારુનો ધૂમાડો મળી ગયો હતો કે શ્વાસ ન લઇ શકાય. સેનાપતિએ બારી ઉઘાડી અને બધા અમલદારો દારુની છેલ્લી પ્યાલી માટે પાછા ભેગા થયા.

બારીમાંથી ભીની હવા અંદર આવવા માંડી. વાછંટનાં બિંદુઓ અમલદારની દાઢીએ વળગી જતાં હતાં. તેઓ બારીમાંથી વરસાદને લીધે નમી પડતાં મોટાં ઝાડો, નીચે નમતાં વાદળાં અને દૂર વરસાદમાથી દેખાતો દેવળનો કળશ ઝાંખો ઝાંખો જોઇ શકતા હતા.

તેઓ અહીં આવ્યા ત્યારથી દેવળનો ઘંટ કદી વાગ્યો નહતો. જર્મનોને આ એક જ બાબતમાં આ પ્રદેશમાં વિરોધ મળ્યો હતો. પાદરીએ જર્મન સોલ્જરોને રાખવાની ના પાડી ન હતી. શત્રુના સેનાપતિનું બીઅર પીવાનું આમંત્રણ તે સ્વીકારતો પણ ખરો. અને સેનાપતિ દુભાષિયા તરીકે તેનો

ઉપયોગ પણ કરતો. પણ દેવળનો ઘંટ વગાડવાની બાબતમાં તે એકનો બે થયો નહિ. તેને ગોળીએ મારો તે હા, પણ ઘંટ વગાડે નહિ. પોતાના જેવા શાન્તિપ્રિય પાદરીને માટે શત્રુના હુમલા સામે શાન્ત વિરોધ બતાવવાની તેની આ રીત હતી. અને દેવળના ઘંટની આગ્રહી મૂકતાથી પ્રજાનો શોક બનાવવાની હિંમત બતાવવા માટે ફરતા દશ માઇલમાં દરેક માણસ તેની પ્રશંસા કરતું.

આખું ગામ આ વિરોધથી ઉત્સાહવાળું થયું હતું. આ શાન્ત વિરોધથી પોતાની પ્રજાકીય પ્રતિષ્ઠા જળવાતી હતી એમ સૌ માનતું હતું. અને તેથી તેમના પાદરીની પાછળ ગમે તે મુશ્કેલીમાં જવાને તૈયાર હતું. આ સિવાય, ગામના લોકો જર્મન વિજેતાઓને કશાની ના પાડતા નહતા.

સેનાપતિ અને તેના અમલદારો આવી નિર્દોષ હિંમત ઉપર હસતા. આખો પ્રદેશ બીજી બધી બાબતમાં નમતું આપતો હોવાથી સ્વદેશાભિમાનના આ મૂક પ્રદર્શનને સહન કરી લેતા.

માત્ર માર્કિવસ વિલ્હેલ્મ એકલો જ દેવળનો ઘંટ વગડાવવા ઇચ્છતો હતો. તેના ઉપરીએ દેખા-

ડેલી મોળાશથી તે ચીઢાતો અને હમેશાં એક જ વાર, મશ્કરીમાં ફક્ત એક જ વાર, ટનનન ટનનન વગાડવાની રજા માગતો હતો. પણ કાઉન્ટ ફાર્લ્સબર્ગ આ બાબતમાં દઢ હતો, અને ફીફીબાઇને સુરંગની રમત રમીને સંતોષ વાળવો પડતો.

થોડી વાર બારીમાં જોઇ તેઓ જુદા પડયા. કપ્તાનને ખાણું તૈયાર કરવાનું કેટલુંક કામ હતું.

સાંજે તેઓ ફરી ભેગા થયા ત્યારે તેઓ બધા ખડખડાટ હસી પડયા. દરેકે હજામત કરીને પોમેડ અને સુગંધી દ્રવ્યો લગાડીને સુંદર દેખાવાનો પ્રયત્ન કર્યો હતો. સેનાપતિના વાળ ઓછા સફેદ દેખાતા હતા. કપ્તાને સાફ હજામત કરી હતી અને તેની મૂછો તેના નાક નીચે અગ્નિની ઝાળ જેવી દેખાતી હતી.

વરસાદ આવતો હતો છતાં તેમણે બારી ખુલ્લી રાખી હતી. અને વારે ઘડીએ એકાદ આવીને બારી આગળ કાન માંડી જતો. છ ઉપર દશ મિનિટે કપ્તાને જાહેર કર્યું કે દૂર ગાડીનો અવાજ સંભળાય છે. બધા બારણાં તરફ દોડયા. ઘડીમાં ચાર ઘોડાવાળું ગાડું દોડતું આવી પહોંચ્યું.

મુખ્ય બારણે પાંચ બાઇઓ નીચે ઊતરી.

તેઓ દેખાવે રૂપાળી હતી. કપ્તાને ઘરડા ચાકર સાથે પોતાના મિત્ર પર એક ચીઠ્ઠી આપી હતી. તેણે તેમને પસંદ કરેલી હતી.

બાઇઓએ આવવામાં કશી આનાકાની કરી નહતી કારણ કે તેમને ત્રણ મહિનાનો જર્મનોનો અનુભવ હતો અને પૈસા મળવાની ખાત્રી હતી. બાકી તો વસ્તુસ્થિતિને નિભાવી લેવાની હતી. મનમાં કંઇક પણ ખટકો થતાં તેઓ અંદર અંદર વાત કરતી કે સમય પ્રમાણે વર્તી લેવું જોઇએ.

બધાંઓ ખાવાના ઓરડામાં ગયાં. તેની છિન્નભિન્ન દશા દીવાના અજવાળામાં વધારે ભયંકર દેખાતી હતી. ટેબલ ઉપર મૂકેલી જાતજાતની વાનીઓ અને બંગલાનાં રાચરચીલાં અને વાસણોથી એ કોઇ લુટારાના ખાણા જેવું દેખાતું હતું. કપ્તાન બહુ ખુશનુમા દેખાતો હતો. બાઇઓની સરભરા કરવાનું કામ તેણે માથે લીધું હતું. તે તેમને ધારી ધારીને જોતો હતો અને તેમનાં સૌન્દર્યનાં વખાણ કરતો હતો. ત્રણ જુવાનિયાઓ પોતાની જોડી શોધી લેવાનું કરતા હતા તે જોતાં તે એકદમ વચમાં પડયો અને અમલદારોના હોદ્દા મુજબ વહેંચણી કરવાનું કામ તેણે હાથમાં લીધું. ચર્ચા, તકરાર,

વહેમ કે પક્ષપાત ન થાય એટલા માટે તેણે બધી બાઇઓને તેમની ઊંચાઇ પ્રમાણે એક હારમાં ઊભી રાખી. અને પછી લશ્કરી ટુકડીના અમલદારની પેઠે તેણે સૌથી ઊંચી હતી તેને પૂછ્યું : "" તમારૂં નામ ?"

"પેમીલા." તેણે અવાજને બને તેટલો મરદાની કરતાં કહ્યું.

" પહેલો નંબર–નામ પેમીલા. સેનાપતિના ભાગમાં. બીજી બ્લોન્ડીનને પોતાના માલેકીહક્કથી તેણે ચુંબન કર્યું. ત્રીજી આમન્ડાને તેણે લેફ્ટેનન્ટ ઑટોને આપી. સોનેરી વાળવાળી ઇવાને તેણે ફ્રિટ્ઝને આપી. અને સૌથી નીચી, રેચેલને તેણે ઠીંગણા માર્કિવસ વિલ્હેલ્મ વૉન ઈરીકને આપી. તે જુવાન કાળી યાહુદણ હતી. તેની આંખો શાહી જેવી કાળી હતી. અને તેની જાતના લક્ષણની વિરુદ્ધ તેનું નાક ઊંચું વળેલું હતું.

બધી યે એકસરખી જાડી અને રૂપાળી હતી. એક સરખી પરિસ્થિતિમાં રહેવાને લીધે અને એક-સરખી ઢબછબને લીધે તેમની મુખાકૃતિમાં કાંઇ ફેર દેખાતો ન હતો.

પેલા ત્રણ જુવાનિયા બાઇઓ મ્હોંબ્હો ધોઇને તૈયાર થાય એમ ઇચ્છતા હતા. પણ કપ્તાન તેની

વિરુદ્ધ હતો. તેથી ગોટાળો થાય એમ તે માનતો હતો. એક અનુભવી તરીકે બધાએ તેનો અભિપ્રાય સ્વીકાર્યો. એટલે પછી માત્ર જરા ચુંબનવિધિ ચાલ્યો.

એકાએક રેચેલ ગુંગળાવા અને ઉધરસ ખાવા માંડી. એની આંખમાંથી આંસુ નીકળી ગયાં. એના નાકમાંથી ધુમાડો નીકળ્યો. પેલા માર્કિવસે ચુંબન કરવાના બ્હાનાએ તેના મ્હોંમાં તમાકુનો ધૂમાડો ફૂંક્યો હતો. તેણે મીજાજ ન ખોયો. એક શબ્દ કહ્યો નહિ. પણ તે જુવાન તરફ તાકીને જોઈ રહી. તેની આંખોના ઊંડાણમાં ક્રોધ સળગવા લાગ્યો હતો.

તેઓ જમવા બેઠાં. સેનાપતિ પણ ખુશ દેખાવા લાગ્યો. તેની જમણી બાજુમાં પેમીલા હતી અને ડાબી બાજુમાં બ્લોન્ડીન હતી. રૂમાલની ઘડ ઉઘાડતાં તેણે કહ્યું: " કપ્તાન, તને સરસ વિચાર આવ્યો."

લેફ્ટેનન્ટ ઑટો અને ફ્રિટ્ઝ પોતાના વર્ગની સ્ત્રી તરફ જોઈએ તેટલો વિનય બતાવતા હતા તેમ છતાં તેમનાં પડોશીઓ તેમનાથી જરા બીનાં હતાં. પણ બેરન કેલ્વીન્ગસ્ટીન બરોબર ચગ્યો હતો. એક પછી એક મશ્કરી કર્યે જતો હતો અને તેનું લાલ માથું બરાબર સળગતું દેખાતું હતું. પોતાના પ્રાન્તમાં

જેવી ફ્રેન્ચ બોલાતી હતી તેવી ફ્રેન્ચ ભાષામાં ગ્રામ્ય વખાણ, થૂંકના છાંટા સાથે, તે પોતાના દાંત પડેલા મોંમાંથી બાઈઓ તરફ ઉડાડતો હતો. પેલી બાઇઓ તેનો એક પણ શબ્દ સમજતી ન હતી. પણ જેમ જેમ તેની ભાષા વધારે ગંદી અને ઉચ્ચારભ્રષ્ટ થતી જતી હતી તેમ તેમ તે વધારે લ્હેરમાં દેખાતી હતી. પછી કપ્તાને જાણી જોઇને ખોટો ઉચ્ચાર કરીને જે અશ્લીલ શબ્દો કહ્યા તે બોલતી બોલતી તેઓ અટ્ટ-હાસ્ય કરવા લાગી. થોડી જ વારમાં છોકરીઓને દારુ ચડયો અને તે પોતાની જાત પ્રમાણે વર્તવા માંડી. ડાબા જમણી બન્ને તરફની મૂછો સાથે રમવા લાગી. પુરુષોના હાથ ખેંચવા માંડી. દરેકના પ્યાલામાંથી દારુ પીવા માંડી. ફ્રેન્ચ ગીતો ગાવા માંડી. અને શત્રુઓ સાથે આવી મુલાકાતોમાં થોડાં જર્મન ગીતોના ટુકડા શીખી લીધા હતા તે ગાવા માંડી. થોડી વારે પુરુષો પણ ગાંડા બનવા માંડયા. તેઓ બૂમો પાડવા માડયા અને પ્યાલા ભાંગવા માંડયા. એમની પછવાડે ઊભેલા સિપાહી નોકરો એવા ને એવા અક્કડ રહી પીરસતા ગયા. માત્ર સેનાપતિ કાંઈક મોભો જાળવી રહ્યો. ફીફીબાઇ રેચેલને ઘૂંટણ ઉપર બેસાડી અને તેના ગુંછળા વળેલા ટૂંકા

કાળા વાળને ચુંબન કરવા લાગ્યો. તેનાં કપડાં સોંસરી ચુંટી ખણીને તેને બૂમ પડાવવા લાગ્યો, કારણ કે તેનાથી તોફાન કર્યા વગર રહેવાતું નહતું. એક વખત ચુંબન કરતાં કરતાં તેના હોઠને તેણે એવું બટકું ભર્યું કે તેમાંથી લોહી નીકળી ચોળી ઉપર પડવા લાગ્યું. તેણીએ ફરીથી તેના તરફ તાકીને જોયું, અને હોઠને આંગળીથી દાબતાં ધીમે અવાજે કહ્યું: " આનો બદલો આપવો પડશે." તેણે બોખરે અવાજે હસીને કહ્યું: " ખુશીથી આપીશ."

હવે તેઓ જમી, ફળો ખાઈ રહ્યા હતા અને દારુ પીરસાતો હતો. સેનાપતિએ ઊભા થઇને, જાણે શહેનશાહ બાનુ ઓગસ્ટાને માટે બોલતો હોય તેમ, બાઇઓના માનમાં દારુ પીવાની દરખાસ્ત કરી. તે પછી એક પછી એક પીવાની દરખાસ્તો, પીધેલી અશ્લીલ ઠઠ્ઠા મશ્કરીમાં અને ખરાબ ફ્રેન્ચ ભાષામાં મૂકાતી ગઈ. એક પછી એક જુવાનિયો કંઈ ચાળા કરવાને ઊઠતો ગયો અને છોકરીઓ પણ ઉઘાડે મોંએ જંગલીની માફક તાળીઓ પાડવા લાગી. છેવટે કપ્તાને ફરી એક પ્યાલો પીવાની દરખાસ્ત કરતાં કહ્યું: " સુંદરીઓ ઉપરના વિજયને નિમિત્તે." એ

સાંભળીને લેફ્ટેનન્ટ ઑટો જે કાળા રીંછ જેવો દેખાતો હતો તેણે પીધેલ સ્વદેશાભિમાનમાં બૂમ પાડીને કહ્યું: "ફ્રાન્સના વિજયને નિમિત્તે."

છોકરીઓને દારુ ચડયો હતો છતાં તે શાન્ત રહી. પણ રેચેલે તેના તરફ ફરીને ગુસ્સામાં અચકાતાં અચકાતાં કહ્યું: "હું કહું છું, ફ્રેન્ચ માણસો પાસે તમે આમ કહો તો સાચા." જે માર્કિવસના ઘૂંટણ ઉપર તે બેઠી હતી તે હસવા માંડયો. હ...હા... હા... "મેં તો કોઈ ફ્રેન્ચ માણસ જોયો નથી. અમે આવીએ છીએ કે તેઓ ચાલતી પકડે છે."

બીજવાએલી છોકરીએ તેના મોઢા ઉપર ચોઢયું: "હેવાન, જુઠુ બોલે છે."

પેલી છબીની આંખોમાં બંદૂક ફોડતી વખતે તેણે નજર કરી હતી તેવી નજરથી તે ક્ષણેક જોઈ રહ્યો અને પછી હસતાં હસતાં કહ્યું: "વાત તો બહુ સુંદર કરી. પણ એમનામાં કાંઈ માલ હોય તો અમે અહીં હોઇએ ખરા?" અને એકદમ ખુશાલીના આવેગમાં તે બોલી ઊઠયો: "અમે તેમના માલેક છીએ. ફ્રાન્સ અમારો છે." તેના ઘૂંટણ ઉપરથી ઊછળીને તે નીચે ઊતરી ગઈ અને પોતાની ખુરશી

ઉપર જઇને બેસી ગઈ. તે ઊભો થયો. પ્યાલાવાળો હાથ ટેબલ ઉપર લાંબો કરીને તે ફરી બોલ્યો: " ફ્રાન્સ દેશ અને ફ્રેન્ચ લોકો અમારા છે. ફ્રાન્સનાં જંગલો, ખેતરો, અને ઘરબાર અમારાં છે." અને નિશાના હેવાની આવેશમાં બધાએ તેમના પ્યાલા ઊંચા કર્યા, 'પ્રશિયા ઘણું જીવો' એમ બૂમ પાડી, અને એક ઘુંટડે પી ગયા.

એકાએક ભય લાગવાથી છોકરીઓ ચૂપ થઈ ગઈ અને કાંઇ બોલી નહિ. રેચેલ પણ કાંઇ બોલી નહિ.

ઠીંગણા માર્કિવસે ફરી એનો પ્યાલો ભર્યો અને રેચેલના કાળા માથા ઉપર પ્યાલો મૂકીને બોલ્યો: " અને ફ્રાન્સની એકેએક સ્ત્રી પણ અમારી છે." રેચેલ એકદમ ઊભી થઇ. તેના ઉપરથી પ્યાલો ઢળી ગયો, તેના કાળા વાળમાં દારુ ઢોળાયો અને જમીન ઉપર પછડાઇને પ્યાલો ફૂટી ગયો. તેના હોઠ ધ્રૂજવા માંડયા. માર્કિવસની હસતી આંખો સામે તે ઉદ્ધત આંખોએ જોઇ રહી. ક્રોધથી ગદ્દગદ્દ અવાજે તે બોલી: " ફાંફાં શું મારો છો? તમારા નસીબમાં ફ્રાન્સની સ્ત્રી ક્યાંથી હોય?" ફીફી હસતો હસતો

ગોટો વળીને ખુરશીમાં પડયો. પેરીસની ભાષાના ચાળા પડાય તેટલા પાડીને તે બોલ્યો: " આ છોકરી તો ગજબ છે. પણ વહાલી, ત્યારે તું અહીં શું કરવા આવી છે ? "

થોડીક ક્ષણ તે શાંત રહી. છેલ્લા શબ્દોથી તેને પાર વિનાનો ગુસ્સો ચઢયો હતો. પછી એકાએક તેના મંહેણાની સામે તે બોલી ઊઠી: " હું...હું ...હું સ્ત્રી નથી. હું તો વેશ્યા છું. જર્મનીને તો એ જ હોય. "

તે બોલી રહી તે પહેલાં ફીફીએ તેને પકડી અને ગાલ ઉપર ઉપાડીને તમાચો માર્યો. અને બીજી વાર મારવા તે હાથ ઉપાડતો હતો એટલામાં રેચેલે ટેબલ ઉપરથી ફળ કાપવાની છરી લીધી અને તે એટલી ચાલાકીથી લીધી કે કોઇએ જોઇ નહિ. અને છરી બરાબર તેના ગળામાં ખોસી દીધી.

તેણે બોલવા માંડેલો શબ્દ તેના મોંમાં જ અધૂરો રહી ગયો. તેનું મોઢું ઉઘડી ગયું. તેની આંખો ભયંકર દેખાવા લાગી.

ગોટાળામાં દરેક માણસ ઊભો થઇને બૂમો પાડવા લાગ્યો. રેચેલે પોતાની ખુરશી લેફ્ટેનન્ટ ઑટો

ઉપર ફેંકી અને તે તેના ઉપર ધબાક દેતો પડયો. ખેંચેલ બારી તરફ દોડી અને કોઇ માણસ તેને પહોંચી શકે તે પહેલાં બારી ઉઘાડીને અંધકારમાં અને હજુ વરસતા વરસાદમાં અલોપ થઇ ગઇ.

બે મિનિટમાં ટીપીબાઇ મરી ગયાં. ફ્રિટ્ઝ અને ઑટોએ તેમને ઘૂંટણીએ વળગી પડેલી સ્ત્રીઓની કતલ કરવાને તલવાર ખેંચી. મુશ્કેલીએ સેનાપતિએ આ હત્યાકાંડ અટકાવ્યો અને ભડકી ગયેલી ચાર છોકરીઓને બીજા ઓરડામાં ખસેડીને બે સિપાઇઓનો પહેરો એમના ઉપર મૂકયો. પછી લડાઇના વ્યૂહને માટે લશ્કર ફેરવતો હોય તેમ, તેણે નાસનારનો પીછો પકડવા બંદોબસ્ત કર્યો. તેને ખાત્રી હતી કે નાસનાર જરૂર પકડાશે.

પચાસ માણસોને ધમકાવી ધમકાવીને બાગમાં તપાસ કરવા મોકલ્યા.

ટેબલ ઉપરની ચીજો બધી ખસેડી લીધી. અને તેને જ રણશય્યા બનાવી. ચારે ઑફિસરોનો દારુ હવે ઉતરી ગયો હતો અને કડક અને સખત મોઢાથી પહેરા ઉપર મૂકેલા સોલ્જરોની પેઠે રાતના અંધારામાં નજર નાંખતા તેઓ બારી આગળ ઊભા રહ્યા.

વરસાદનાં ઝાપટાં હજી આગ્ગે જ જતાં હતાં. એકાએક ગોળીબાર થયો. વળી બીજો થયો. અને વળી દૂર દૂર બીજો થયો. ચાર કલાક સુધી વખતો-વખત કોઇ વાર નજીક, કોઇ વાર દૂર, ગોળીબાર અને હર્ષના અવાજો સંભળાયા કર્યા. સવારે સોલ્જરો પાછા આવ્યા. ભાગેલાને પકડવાના ઉત્સાહમાં અને રાતની દોડાદોડીના ગોટાળામાં તેઓએ માંહોમાંહી એક બીજા તરફ ગોળીબારો કર્યા હતા. બે મરણ પામ્યા હતા અને બીજા ત્રણ ઘાયલ થયા હતા. પણ રેચેલ પકડાઈ ન હતી.

તે વખતથી રહેવાસીઓ ઉપર ત્રાસ વર્તાવો શરૂ થયો. તેમનાં ઘર ઉઘાડચત્તાં કરી નાંખ્યાં, આખી ખીણમાં પોલીસો મૂકયા અને વારંવાર ઝાડા લીધા. યાહુદણે પોતાની પછવાડે નાસી ગયાનું એક પણ ચિન્હ મૂકયું ન હતું.

મુખ્ય સેનાપતિને આ હકીકત કહેવી પડી. લશ્કરમાં ખરાબ દાખલો ન બેસે એટલા માટે તે હકીકત તેણે દબાવી દીધી. તેણે સેનાપતિને ખૂબ લેવરાવ્યો. સેનાપતિએ પોતાના હાથ નીચેનાને લેવરાવ્યા. મુખ્ય સેનાપતિએ કહ્યું: " આપણે

વેશ્યાઓને ચુંબન કરવા માટે વિગ્રહ કરતા નથી." કાઉન્ટ ફાલ્સંબર્ગે ગુસ્સામાં આખા દેશ ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો.

સખ્તાઇ કરવાને, કોઇ બેસતું આવે તેવું બહાનું શોધવાને માટે તેણે પાદરીને બોલાવ્યો અને માકિવસ વૉન ઇરિકના પાયદસ્ત માટે ઘંટ વગાડવા હુકમ કર્યો.

ધાર્યું હતું તેથી વિરુદ્ધ રીતે, પાદરીએ નમ્રતાથી હુકમ માનવાને વચન આપ્યું. અને જ્યારે ફીફી· બાઇનું મડદું આગળ પાછળ ભરેલી બંદૂક સાથેના સોલ્જરો સાથે કબરસ્તાન તરફ લઇ જવાને માટે દ'ઉવિલના બંગલામાંથી નીકળ્યું ત્યારે ઘંટને ફરી વાચા થઇ અને મૃત્યુઘંટ વાગ્યો. પણ જાણે કોઇ પ્રેમી હાથ વગાડતો હોય તેમ અમુક પ્રકારના આનંદથી તે વાગતો હતો.

તે ઘંટ ફરી સાંજે વાગ્યો. વળી બીજે દિવસે વાગ્યો. હંમેશ વાગતો. માણસ ધરાઇ જાય એટલી વાર વાગ્યો. કોઇ વાર રાત્રે પણ અંધકારમાં ન સમજાય તેવી રીતે બે ત્રણ રૂપેરી રણકારા તેમાંથી ગાજી ઊઠતા. પડોશના ખેડુતો કહેવા લાગ્યા કે

ઘંટને ભૂત વળગ્યું છે, અને તેની પાસે પાદરી સિવાય કોઇ જઇ શકતું નથી.

ખરી હકીકત એ હતી કે એક ગરીબ છોકરી ત્યાં એકલી ચિંતામાં રહેતી હતી. અને પેલો પાદરી તેની સંભાળ રાખતો હતો.

જર્મન લશ્કર પાછું ફર્યું ત્યાં સુધી તે એમ રહી. પછી એક દિવસ સાંજે પાદરીએ એક હલવાઇની ગાડી માગી લઇને પોતે કેદીને રૂએનના દરવાજા સુધી મૂકી આવ્યો. રૂએન આવતાં તે ગાડીમાંથી એકદમ ઉતરી પડી અને પોતાને ઘેર ચાલી ગઇ. એને ઘેર તો બધાં તેને મરી ગયેલી જ ધારતાં હતાં.

થોડા સમય પછી કોઇ દેશાભિમાની પુરુષ, જેને કાંઇ વહેમ ન હતો, તે તેને ત્યાંથી લઇ ગયો. પહેલાં તો તેના સુંદર કૃત્ય માટે તેને ચાહ થયો પણ પછી તો તે બાઇને માટે થયો. અને તેને પરણીને તેણે તેને બીજી કોઇ પણ કુલવધૂ જેવી માનવંતી કુલવધૂ બનાવી.



# ઊંઘે ઘેરાયેલી

રાતનો સમય. તેર વર્ષની નાની ચાકરડી વાર્કા બાળકને પારણામાં હીંચે છે અને ધીમે ધીમે ગુંજે છેઃ

તારે માટે ગાઉં ગીતડાં,
તું છાનો રહે ને ભાઇ મીઠડા —હા..લા.

મૂર્તિ પાસે એક નાનો દીવો બળે છે. ઓરડીને એક છેડેથી બીજે છેડે દોરીની વળગણી બાંધેલી છે અને એના ઉપર બાળકનાં કપડાં તથા મોટી કાળી સુરવાળની એક જોડ લટકે છે. મૂર્તિના દીવાનું એક મોટું લીલું ધાબુ છત ઉપર પડે છે અને બાળકનાં કપડાંનાં તથા સુરવાળના લાંબા પડછાયા સ્ટવ ઉપર, પારણા ઉપર અને વાર્કા ઉપર પડે છે. જ્યારે દીવાની જ્યોત હાલવા માંડે છે ત્યારે લીલું ધાબું અને પડછાયા સજીવ બને છે અને જાણે પવન તેમને હલાવે છે. બધું ગુંગળાવી નાખે એવું છે. કોબીના સેરવાની અને મોચીની દુકાનમાં આવે એવી ગંધ આવે છે.

બાળક રડે છે. લાંબો વખત થયાં રડવાથી એનું ગળું થાકીને ખોખરૂં થઈ ગયું છે છતાં હજુય

## ઊંઘ વેરાયેલી

ચિચિયારી પાડયા કરે છે. દૈવ જાણે કયારે બંધ થશે. અને વાર્કાને ઊંઘ આવે છે. એનાં પોપચાં ચોંટી જાય છે, માથું નમી પડે છે, ગરદન દુઃખે છે અને તે પોપચાં હલાવી શકતી નથી. અને હોઠે હલાવી શકતી નથી. એને એમ લાગે છે કે જાણે એનો ચહેરો સૂકો લાકડા જેવો બની ગયો છે. અને માથું જાણે ટાંકણીના માથા જેવડું થઇ ગયું છે. એ ગણગણે છે:

"તું છાનો રહે ને ભાઈ નાના,
તારે માટે રાંધું ઘઉંના રે ફાડા –હા..લા.

ચુલામાં તમરૂં બોલે છે. જોડેના ખંડનાં બારણાંમાંથી શેઠ અને એમના ગુમાસ્તા આફેન્સેનાં નસ્કોરાં બોલતાં સંભળાય છે. પારણું જાણે આજીજી કરતું હોય એમ કચડ કચડ બોલે છે, વાર્કા ગણગણે છે. અને આ બધા સૂરોમાંથી રાત્રિનું શાન્તિદાયક સંગીત ઉત્પન્ન થાય છે. જો સૂવાનું હોય તો તે સાંભળવું મીઠું લાગે. પણ અત્યારે તો એ કેવળ ચીઢ આપે એવું અને ભારરૂપ લાગે છે કારણ કે વાર્કાએ ઊંઘવું ન જોઇએ છતાં એ એને પોઢાડી દે છે. ન કરે નારાયણ પણ જો વાર્કા ઊંઘી ગઈ તો શેઠ શેઠાણી એનો બરડો ખોખરો કરી નાખે.

# ઊંઘે ઘેરાયેલી

દીવો ડોલે છે. લીલું ધાબું, અને પડછાયા પણ ડોલવા લાગ્યા છે. એ વાર્કાની અધમીંચાયેલી આંખો અને અર્ધ જાગૃત મગજ ઉપર ઊંડા ધૂમસભર્યા દેખાવ ઉપજાવી કાઢે છે. આકાશમાં એક બીજાની પાછળ ધાતાં અને બાળકની પેઠે ચિચિયારી પાડતાં વાદળ વાર્કાને દેખાય છે. તરત જ પવન વાવા લાગે છે, વાદળાં ચાલ્યાં ગયાં છે અને હવે કાદવથી તરબોળ થયેલો એક ધોરી રસ્તો વાર્કાની દષ્ટિ સામે ખડો થાય છે. એ ધોરી રસ્તે ગાડીઓની કતાર જામી છે. અને પીઠે ગાંસડાં પોટલાં બાંધેલાં માણસો કાદવ ખૂંદતાં આગળ ધપી રહ્યાં છે. ઠંડા અને અભેદ્ય ધૂમસ સોંસરી થઇ એની દષ્ટિ બન્ને બાજુ વન વગડો જૂએ છે. એકાએક પેલાં માણસો પોતાના સામાન સાથે પડછાયા સહિત કાદવ ઉપર ઢળી પડે છે. વાર્કા પૂછે છે: "આમ કેમ કર્યું?" તેઓ બોલી ઊઠે છે: "ઊંઘવા, પોઢી જવા." એમ કહી તેઓ ઘસ-ઘસાટ ઊંઘી જાય છે. અને સવારે તારનાં દોરડાં ઉપર બેઠેલા કાગડા અને ચકલીઓ પેલા બાળકની પેઠે ચિચિયારીઓ પાડી એમને જગાડવા પ્રયત્ન ન કરે ત્યાં સુધી નિરાંતે ઘોરે છે.

તારે માટે ગાઉં ગીતડાં,
તું છાનો રહે ને ભાઈ મીઠડા —હા..લા

વાર્કો બબડી.

હવે એ એક અંધારિયા અને ચસકવાય ભોંય ન મળે એવા ઝૂંપડામાં આવી હોય એમ એને લાગે છે.

એનો મૃત બાપ યેફ્રિમ સ્ટેપેનોવ ધરતી ઉપર આમથી તેમ તરફડિયાં મારી રહ્યો છે. તે એને જોઇ શકતી નથી પરંતુ પાડાને લીધે કણુતો અને દુ:ખને લીધે જમીન ઉપર આળોટતો સાંભળે છે. " ઓ બાપ રે આંતરડાં બહાર નીકળી ગયાં " એમ એ બૂમો પાડતો; પણ વેદના એટલી ભારે છે કે હવે એ એકે શબ્દ બોલી શકતો નથી. કેવળ શ્વાસોચ્છ્વાસ લઇ શકે છે અને નગારી વાગતી હોય એમ દાંત બીચડે છે ' બૂ, બૂ, બૂ, બૂ–"

એની માતા પેલાગેયા પતિ મરણપથારીએ છે એ ખબર આપવા શેઠના ઘર તરફ દોડી ગઈ છે. એને ગયે ઘણો વખત થયો એટલે પાછી આવવી જોઇએ. વાર્કો ચુલા પાસે જાગતી પડી રહી છે અને બાપા બૂ–બૂ–બૂ–બૂ એમ દાંત કચકચાવે છે એ સાંભળે છે. એટલામાં બારણે કોઇ ગાડીમાં

બેસીને આવ્યું લાગે છે. ગામમાં મોટી હવેલીમાં રહેતા દાક્તરને અહીં તપાસ કરવા મોકલવામાં આવ્યો છે. દાક્તર ઝૂંપડીમાં આવે છે. અંધારામાં એ દેખાતો નથી પરંતુ એના ખોંખારા અને બારણાનો ખડખડાટ સંભળાય છે. એ કહે છે: "મીણબત્તી સળગાવો."

"બૂ-બૂ-બૂ-બૂ" યેફિમે ઉત્તર વાળ્યો.

પેલાગેયા ચુલા પાસે દોડી જઇ દીવાસળી વાળો ભાગેલો ડબો શોધવા લાગે છે. એક ઘડી બોલ્યા ચાલ્યા વિના પસાર થાય છે. દાક્તર, ખિસ્સામાં જણાયાથી દીવાસળી કાઢી સળગાવે છે.

"અત્તર ઘડી, સાહેબ અત્તર ઘડી" એમ કહી પેલાગેયા ઝૂંપડી બહાર દોડી જાય છે અને થોડી જ વારમાં મીણબત્તીનો એક ટુકડો લઇ પાછી આવે છે.

યેફિમના ગાલ ગુલાબી છે અને આંખનાં રતન ચળકે છે. જાણે દાક્તર તથા ઝૂંપડીને વીંધીને જોતી દષ્ટિમાં કંઇક ખાસ ઈંતેજારી છે.

એના ઉપર નીચે નમીને દાક્તર પૂછે છે: "લાવો, એમ કેમ કરે છે? શેના ચિંતનમાં પડયો છે? અરે! તને આ દરદ ઘણા વખતથી છે?"

# ઊંઘે ઘેરાયેલી

"શું કહું સા'બ ! મરવા પડયો છું–અંતકાળ આવ્યો છે–હવે જીવ્યા ભેગું ભળાય એમ નથી."

"એમ બકવાટ ન કર, અમે તને મટાડીશું."

"પણ સાહેબ—એ તો આપને લાગે તે ખરૂં. અમે તમારો ઉપકાર માનીશું. પણ મને તો એમ જ લાગે છે...મૃત્યુ આવ્યું છે; પે...લું દેખાય!"

ચેક્રિમ પાસે દાક્તર પંદર મિનિટ ગાળે છે–અને પછી ઊભો થઈને કહે છે: "હું કંઈ કરી શકું એમ નથી. તમારે દવાખાને જવું જોઇએ. ત્યાં નસ્તર મૂકશે. બને એટલી ઉતાવળે જજો. તમારે જવું જ જોઇશે. ઘણું મોડું થઈ ગયું હોવાથી ત્યાં બધાં ઊંઘી ગયાં હશે પણ કંઈ વાંધો નહિ. હું તમને એક ચિઠ્ઠી આપું છું—સાંભળો છો ને?"

પેલાગેયા પૂછે છે: "પણ ભલા સાહેબ! એ શી રીતે જાય? અમારી પાસે ઘોડુંય નથી."

"કંઈ વાંધો નહિ. હું તમારા શેઠને ત્યાં કહેવડાવું છું. એ ઘોડું મોકલાવશે."

દાક્તર ચાલ્યા જાય છે. મીણબત્તી બહાર જાય છે અને ફરી પાછો બૂ–બ–નો અવાજ સંભળાય છે. અડધા કલાક પછી ઝુંપડીએ ગાડું લઇને કોઈ આવે

છે. યેફ્રિમને દવાખાને લઈ જવા એ મોકલવામાં આવ્યું છે. એ તૈયાર થઇને જાય છે.

સાફ અને ચળકતો પ્હો ફાટયો છે. પેલાગેયા ઘેર નથી. યેફ્રિમને શું કરવામાં આવ્યું છે એ જોવા માટે એ દવાખાને ગઈ છે. વાર્કા કોઇક ઠેકાણે બાળકને રડતું સાંભળે છે અને પોતાના જ સ્વરે કોઇ ગાતું સંભળાય છે:

તારે માટે ગાઉં ગીતડાં,
તું છાનો રહે ને ભાઇ મીઠડા –હા..લા

પેલાગેયા પાછી આવે છે અને સ્વસ્તિકના આકારમાં ઊભી ઊભી લવે છે:

"રાત્રે એ લોકોએ એમને ઠીક કર્યા પરંતુ સવાર થતાં ન થતાંમાં તો એમણે ઇશ્વરના ચરણમાં પ્રાણ છોડયા. એમનો સ્વર્ગવાસ થાઓ. એમને ચિરંતન શાંતિ મળો. દવાખાનાવાળા બાપડા કહેતા હતા કે ઘણા મોડા લાવવામાં આવ્યા. વહેલા લઈ જવા જોઇતા હતા."

વાર્કા રસ્તા ઉપર જઇ રડવા લાગે છે. પણ એની બોચી ઉપર એકાએક એવો જોસથી ધપ્પો પડે છે કે એનું કપાળ એક ભોજના ઝાડ સાથે

અફળાય છે. આંખો ઉઘાડે છે તો સામે ઉભા રહેલા મોચી શેઠને જુએ છે.

" મુડદાલ! ફૂઅડ! શું કરી રહી છે? બાળક રડે છે અને તું ઘોરી રહી છે?" એમ કહી સટાક દઇને એક તમાચો કાન પછવાડે લગાવી દે છે. એ માથું હલાવી પારણું ઝુલાવે છે અને હાલરડું ગણગણે છે. લીલું ધાબું અને ચોરણાં તથા બાળકનાં કપડાંના પડછાયા ઊંચા નીચા થઈ એની સામે ડોલવા લાગે છે. અને ફરીથી, એના મગજ ઉપર અસર કરવા માંડે છે. ફરીથી પેલો પ્રવાહી કાદવથી ઢંકાયેલો રસ્તો એ જુએ છે. પીઠે પોટલાંવાળા લોકો અને તેમના પડછાયા જમીન ઉપર લેટી ગયા છે અને ભરનિદ્રામાં પડયા છે. એમના તરફ જોઈ રહેતાં વાર્કાને સુવાની અદમ્ય ઇચ્છા થાય છે. એ નિરાંતે ઊંઘી તો જાય પરન્તુ એની સાથે ચાલતી પેલાગેયા એને હડીઓ કઢાવે છે. તેઓ કંઇક રહેઠાણ મેળવવા શહેર તરફ ઉતાવળા ઉતાવળા જાય છે.

" કોઈ ઇશ્વરને લેખે આપો, શેઠસાહેબો ને બહેનો, ગરીબડી ઉપર મહેર કરો, અન્નદાતાર—" પેલાગેયા એમ જે લોકો મળે એને કરગરે છે.

# ઊંઘે ઘેરાયેલી

એક પરિચિત અવાજ સંભળાય છે: " એ બાળકને અહીં લાવ." ફરીથી એ જ અવાજ વધારે કઠોર અને ક્રોધિત થઇ બોલે છે: " લાવે છે કે નહિ ? ભમરાળી ! શું તું ઘોરવા પડી છે ? "

વાર્કા ફરડ લઇને ઝબકી ઊઠી. આગળ પાછળ જૂએ છે અને બધું કળી જાય છે. ત્યાં પેલો ઘોરી માર્ગે નથી, પેલાગેયા યે નથી, એમને મળતા લોકો ય નથી. કેવળ બાળકને ધવડાવવા આવેલી શેઠાણી ઓરડા વચ્ચે ઊભી છે, એ પહોળા ખભાવાળી લઠ્ઠ બાઇ બાળકને ગેલ કરાવે છે અને લાલનપાલન કરે છે. એ પૂરૂં થાય છે ત્યાં સુધી વાર્કા જોતી જોતી ઊભી રહી છે. બારી બહારના દેખાવ ક્યારના ય વાદળી થવા લાગ્યા છે. પેલા પડછાયા અને ઉપરનું લીલું ધાબું ફીકાં પડતાં જાય છે. થોડી વારમાં વહાણું વાશે.

" લે એને " કાંચળીનાં બોરિયાં બીડતાં બીડતાં શેઠાણી હુકમ કરે છે. " એ રડે છે, એને કાંઈ વળગાડ જ છે. "

વાર્કા બાળકને લઇ પારણામાં સુવાડે છે. અને પાછું હીંચોળવું શરૂ કરે છે. લીલું ધાબું અને

## ઊંઘે ઘેરાયેલી

પડછાયા ધીરેધીરે અદશ્ય થાય છે. હવે એની આંખો ઉપર બળજબરીએ ફરી વળનાર અને એના મગજને આવરી લેનાર કંઈ રહ્યું નથી. છતાં તે પહેલાંના જેટલી જ ભારે ઘેનમાં છે. વાર્કા પારણાની ધાર ઉપર માથું ટેકવે છે અને બધું ઘેન ઉડાડી મૂકવા પોતાનું આખું શરીર ઝુલાવે છે. પરન્તુ હજુ ય એની આંખો બિડાયેલી છે અને માથું ભારે ભારે લાગે છે.

" વાર્કા, ચુલો ધગાવ. " દરવાજામાંથી શેઠનો અવાજ સંભળાય છે.

હવે ઊઠીને કામે ચઢવાનો વખત થઇ ગયો છે. વાર્કા પારણાને મૂકી દઈ ઇંધણા લઈ આવવા માટે વાડા તરફ દોડી જાય છે. એ ખુશ ખુશ છે. જ્યારે માણસ આમતેમ આંટા મારે છે અને દોડાદોડ કરે છે ત્યારે બેસી રહીને જેટલી નીંદર આવે છે એટલી નથી આવતી. તે લાકડાં લાવી ચુલો સળગાવે છે. લાકડા જેવો થઈ ગયેલો ચહેરો પાછો મુલાયમ થવા લાગ્યો અને એના વિચારો પાછા સ્પષ્ટ થવા લાગ્યા હોય એમ એને લાગવા માંડે છે.

" વાર્કા, ચા મૂક " શેઠાણીએ બૂમ પાડી.

વાર્કા લાકડાની એક ચીપ ઉતારે છે અને એને સળગાવી ચાદાની નીચે મૂકે એ પહેલાં તો નવો હુકમ સંભળાય છે:

"વાર્કા, શેઠના બૂટ સાફ કરી નાખ." વાર્કા નીચે બેસી બૂટ સાફ કરી નાખે છે અને વિચાર કરે છે કે એક મોટા ઊંડા જોડામાં માથું મૂકી જરા ઝોકું ખાઈ લેવાની કેવી મઝા પડે ! અને એકાએક બૂટ મોટા થાય છે, ફૂલે છે અને આખા ઓરડામાં ફેલાઇ જાય છે. વાર્કાના હાથમાંથી બ્રશ પડી જાય છે, એ માથું ધુણાવે છે, આંખો પહોળી કરે છે અને પોતાની દૃષ્ટિ સમક્ષ બધી વસ્તુઓ મોટીમોટી થઇ હાલવા ન માંડે માટે તે બધી તરફ જોવાનો પ્રયત્ન કરે છે.

"વાર્કા, બારણાનાં પગથિયાં વાળી નાખ, ઘરાકો એ જુએ છે એથી તો હું શરમાઇ મરી—" વાર્કા પગથિયાં અને ઓરડા સાફ કરી નાખે છે. બીજો ચુલો સળગાવી દુકાને દોડી પહોંચે છે. દુકાને ઢગલાબંધ કામ છે; એને એક ઘડીની ય નવરાશ નથી.

રસોડાના મેજ ઉપર એકને એક ઠેકાણે ઉભા

રહી બટાકા કચરવા એના જેવું ભારે તો એકે કામ નથી. એનું માથું મેજ ઉપર ઢળી પડે છે. બટાકા એની આંખો આગળ નાચે છે. હાથમાંની છરી નીચે પડી જાય છે. તે વખતે એની શેઠાણી બાંયો ચઢાવીને એની પાસે આમથી તેમ ફરતી ફરતી એવડા મોટા બખાળા પાડીને વાતો કરે છે કે એ અવાજ વાર્કાના કાનમાં વાગે છે. રસોઈ પીરસવી, ધોવું અને સીવવું એ પણ કરમકૂટ છે. અને વચ્ચે વચ્ચે એવી પળો પણ આવે છે કે જ્યારે બધી વસ્તુઓ ભુલી જઇ જમીન ઉપર લેટી ઘસઘસાટ ઊંઘવાનું મન થઇ જાય છે.

દિવસ પૂરો થાય છે. બારીઓને અંધારી થતી જોઈ વાર્કા લાકડા જેવા થઇ ગયેલા લવણા દબાવે છે અને એમ શા કારણે થાય છે એ જાણતી ન હોય એમ, મોં મલકાવે છે. સન્ધ્યાનું અંધારૂં હવે ભાગ્યે જ ઉઘાડી રહી શકે એવી એની આંખોને ગલગલાવે છે. અને થોડી વારમાં ઘસઘસાટ ઊંઘ આવવાની ખાતરી આપે છે. સંધ્યાકાળે મહેમાન આવે છે.

“ વાર્કા, ચા મૂક ” શેઠાણીનો હુકમ નીકળ્યો.

ચાહાની તદ્દન બટુકડી છે, એમાંની બધી ચા પી ગયે પૂરૂં નથી થતું એટલે વાર્કાને પાંચ વાર મૂકવી પડે છે. ચાપાણી થઈ ગયા પછી પણ વાર્કા મહેમાનની તહેનાતમાં એ જ જગ્યાએ એક કલાક સુધી ઊભી રહે છે.

" વાર્કા, દોડતી જા, અને બીઅરની ત્રણ બાટલી ખરીદી લાવ. "

એ ઉપડે છે અને ઊંઘને ભગાડી મૂકવા મૂઠીઓ વાળીને દોડે છે.

" વાર્કા, થોડો વોડકા લાવ, " " વાર્કા, બૂચ કાઢવાનું કયાં છે ? " " વાર્કા, માછલી શમારી આપને ! "

હાશ ! હવે અત્યારે બધા પરોણા ગયા. દીવા રાણા થયા છે. શેઠ શેઠાણી સુવા જાય છે.

" વાર્કા, બાળકને હિંડોળ " છેલ્લો હુકમ મળે છે.

ચુલામાં તમરૂં બોલે છે. છત ઉપરનું લીલું ધાબું, પાટલુન તથા બાળકનાં કપડાંના પડછાયા વાર્કાની અધઉઘાડી આંખો ઉપર પડે છે, પોપચાંને પલકાવે છે અને એના મગજને ઘેરી લે છે. એ ગણગણે છે:

# ઊંઘે ઘેરાયેલી

તારે માટે ગાઉં ગીતડાં,
તું છાનો રહે ને ભાઈ મીઠડા—હા..લા.

પણ બાળક તો રડે છે અને રડીરડીને વાજ આવે છે. ફરીથી વાર્કા પેલો કાદવિયો રસ્તો, પોટલાંવાળા માણસો, પેલાગેમા મા અને ચેકિમ બાપાને જુએ છે. એ બધું સમજી શકે છે, દરેકને ઓળખી શકે છે, પણ એની અધકચરી ઊંઘને લીધે એના હાથપગને જકડનાર, એના ઉપર લદાનાર અને નિરાંતે જીવવા ન દેનાર શક્તિને એ ઓળખી શકતી નથી. એને શોધી કાઢી એમાંથી છુટવા એ ચારે બાજુએ જુએ છે પણ પત્તો લાગતો નથી. આખરે થાકીને લોથ થઇ જવાથી, બધું જોર વાપરી, ડોળા ફાડી પેલા અસ્થિર ધાબા તરફ જુએ છે. એટલામાં બાળકના રડવાનો અવાજ સંભળાતાં પોતાને જીવવા કે જંપવા ન દેનાર વેરી જડી ગયો લાગે છે.

એ શત્રુ તે પેલું બાળક છે. એ હસે છે. આટલી સહેલી વાત પોતે પહેલાં ન સમજી શકી એ માટે એને આશ્ચર્ય થાય છે. લીલું ધાબું, પડછાયા અને તમરૂં પણ જાણે આશ્ચર્ય બનાવી હસતાં હોય એમ લાગે છે.

# ઊંઘે ઘેરાયેલી

આ ભ્રમ વાર્કાને બરાબર સાંડસામાં પકડે છે. પોતાના સ્ટૂલ ઉપરથી ઊઠી, ચહેરા ઉપર મુક્ત મલકાટ લાવી અને આંખોને પહોળી અને અસ્પંદ કરી ઓરડામાં આંટા મારે છે. હાથપગ જકડી દેનારનો સીધો નિકાલ થઈ જશે એ વિચારથી એ ખુશી થાય છે અને મલકાય છે. બાળકને પૂરું કરીને બસ ઊંઘ, ઊંઘ ને ઊંઘે જ રાખ.

હસતી, પોપચાં પટપટાવતી, લીલા ધાબા તરફ આંગળા મરડતી અને લપાતી લપાતી વાર્કા પારણા પાસે જાય છે અને બાળક ઉપર નીચી વળે છે. બાળકનું ગળું ટૂંપી નાખી ઝપાટાબંધ જમીન ઉપર આડી થઇ જાય છે. હવે પોતે સૂઇ શકશે એ આનંદથી હસે છે. અને એક પળવારમાં તો મડદાની પેઠે ઘસઘસાટ ઊંઘી જાય છે....

# અદૃશ્ય ઘા

સવારના પહોરમાં ડૉક્ટર સાહેબ તો હજી બિછાનામાંથી ઉઠયા પણ ન હતા એવામાં બહારથી કોઇએ સંદેશો કહેવડાવ્યો કે મારૂં દર્દ એવું થઇ ગયું છે કે મારાથી હવે એક ક્ષણુ પણ ખમાય એમ નથી. જલદી મળો તો બહુ સારૂં. ડૉક્ટર સાહેબે કપડાં પહેરી લીધાં અને નોકરને બોલાવવાને ઘંટડી વગાડી.

"દરદીને અંદર આવવા દે" ડૉક્ટર સાહેબે નોકરને કહ્યું.

અંદર આવનાર માણુસ ધનિક અને ખાનદાન જણાતો હતો. તેનો ફિક્કો ચહેરો અને તેનાં શિથિલ અંગો તેની શારીરિક પીડા વ્યક્ત કરતાં હતાં. તેનો જમણો હાથ ઝોળીમાં બાંધેલો હતો, અને તે પોતાનાં દર્દને ચહેરા ઉપર વ્યક્ત થવા દેતો ન હતો છતાં કોઇ કોઇવાર તેનાથી વેદનાપૂર્ણ નિશ્વાસ નંખાઇ જતા હતા.

"આવો, બેસો; કેમ, શો હુકમ છે?"

"આજ આઠ આઠ દિવસ થયાં મારી આંખ

મળી નથી. મારે જમણે હાથે કાંઈ દર્દ થયું છે. શું છે તે કાંઇ સમજાતું નથી. કદાચ કેન્સરે હોય; કે પછી તેથી પણ કોઇ ભયંકર દર્દ હોય. પહેલાં તો મેં એને ગણકાર્યું નહિ; પણ થોડા દિવસથી બળતરા શરૂ થઇ છે. એક ઘડી પણ મને કરાર રહેતી નથી. વેદનાની તો વાત ન પૂછો. વેદના તો કલાકે કલાકે વધતી જ જાય છે, અને હવે તો બિલકુલ અસહ્ય થઈ પડી છે એટલે જ હું આપને બતાવવા આવ્યો છું. હવે જો મારે એક કલાક પણ આ સહન કરવું પડે તો મારૂં મગજ ફૂટકી જશે. એને જોઇએ તો બાળી નાખો કે કાપી નાખો કે પછી બીજું ગમે તે કરો."

"કદાચ ઑપરેશન ન પણ કરવું પડે" એમ કહીને ડૉક્ટર સાહેબે તેને ધીરજ આપી.

પણ પેલા માણસે તો જીદ કરી. "ના, ના, ઑપરેશન તો કરવું જ પડશે. દર્દવાળો ભાગ કપાવી નાખવાને જ તો હું આવ્યો છું. ઑપરેશન વિના છૂટકો જ નથી."

મહામહેનતે તેણે ઝોળીમાંથી હાથ ઊંચો કર્યો અને કહ્યું: "મારા હાથ ઉપર આપને કાંઇ ઘા જેવું

ન જણાય તો તેથી આશ્ચર્ય પામશો નહિ. આ દર્દ કાંઇ ઓર જ તરેહનું છે."

ડૉક્ટર સાહેબે કહ્યું: "મને કાંઇ નવતરાં દર્દની નવાઇ નથી." આમ છતાં તેનો હાથ જોતાં જ તે તો આભા બની ગયા અને હાથ પડતો મેલ્યો. હાથે કંઇ જ થયું હોય એમ લાગતું ન હતું. સૌના હાથ જેવો તે દેખાતો હતો. ચામડીનો રંગ સુદ્ધાં બદલાયો ન હતો. આમ છતાં તેને અસહ્ય વેદના થતી હતી એ તદ્દન સ્પષ્ટ હતું. ડૉક્ટરે તેનો હાથ ઝાલી લીધો.

બે મોટી શીરાઓની વચમાં તેણે એક જગ્યા બતાવી પણ ડૉક્ટર બહુ જ સંભાળપૂર્વક પોતાની આંગળીનાં ટેરવાથી તેને અડયા કે તરત જ તેણે હાથ પાછો ઝૂંટવી લીધો.

"અહિંયાં દુઃખે છે? હું આંગળી મૂકું તો લાગે છે ખરૂં?"

તે તો જવાબ ન દઇ શક્યો; પણ તેની આંખોમાં ઊભરાતાં અશ્રુએ જવાબ દીધો.

"આ તો અજબ જેવું છે; મને તો કંઇ જ જણાતું નથી."

" મને પણ કશું જણાતું નથી. પણ વેદના તો એવી થાય છે કે એના કરતાં તો મરવું સારૂં."

ડૉક્ટરે સૂક્ષ્મદર્શક યંત્ર વડે ફરીથી બધું તપાસ્યું, તેનો તાવ માપ્યો અને આખરે માથું ધુણાવ્યું.

" ચામડીને તો કશો રોગ નથી થયો. નસો પણ બધી બરાબર છે. જરા પણ સોજો કે ફુલાવો નથી. ખાસો હાથ જેવો હાથ છે."

" મને લાગે છે કે તે જગ્યાએ જરા લાલ છે."

" ક્યાં ? "

દર્દીએ પોતાના હાથની પાછલી બાજુએ અધેલા જેવડું કુંડાળું કરી બતાવી કહ્યું: " અહિંયાં. "

ડૉક્ટર તે માણુસ તરફ જોઈ રહ્યા. તેમને લાગ્યું કે ગાંડા સાથે કામ પડ્યું છે.

" તમારે અહિ શહેરમાં જ રહેવું પડશે. એ તો થોડા દિવસમાં મટી જશે." ડૉક્ટરે કહ્યું.

" મારાથી તો એક મિનિટ પણ થોભાય એમ નથી, ડૉક્ટર સાહેબ! મને ગાંડો ન ધારતા અથવા તો હું કોઇ ભ્રમમાં પડેલો છું એવું નહિ માનતા. આ અદૃશ્ય ઘા મને અપાર વેદના આપી રહ્યો છે. તમે એટલો ગોળ ભાગ છેક હાડકાં સુધી કાપી નાખો."

" મારાથી એ બને જ નહિ."

" કારણ ?"

" કારણ, તમારે હાથે કંઇ જ થયું નથી. મારા હાથ જેવો જ તમારો હાથ પણ સાબુત છે."

" તમે મને ગાંડો ધારતા લાગો છો. અથવા હું તમને છેતરૂં છું એમ તમે ધારો છો." ગજવામાંથી હજારની નોટ કાઢી ટેબલ ઉપર મૂકતાં મૂકતાં તે બોલ્યો: " હું તદ્દન સાચું જ કહું છું. વાત બહુ જ મહત્વની છે. હું તે માટે હજાર ફ્લૉરિન આપવાને તૈયાર છું. મહેરબાની કરીને ઑપરેશન કરો."

" આખા જગતનો ભંડાર આપો તો પણ હું સાજાં અંગને મારૂં હથિયાર ન અડાડું."

" કાંઈ કારણ ?"

" કારણ કે એ મારા ધંધાની નીતિની વિરુદ્ધ છે. દુનિયા બધી તમને મૂરખ કહેશે અને તમારી નબળાઇનો અયોગ્ય લાભ લેવાનો દોષ મારે માથે ચોંટશે. અથવા તો કહેશે કે મારાથી આટલું દર્દ પણ ન પરખાયું."

" બહુ સારૂં. તો બીજી એક મહેરબાની કરો. જો કે મારે ડાબે હાથે બરાબર ફાવશે નહિ તો પણ હું

જાતે જ ઑપરેશન કરીશ. તમો માત્ર ઑપરેશન થઇ રહ્યા પછી ઘાને સંભાળજો."

આ માણસ સાચું જ કહે છે એ જોઇને ડૉક્ટર સાહેબના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે કોટ ઉતારી ખમીશની બાંય ચઢાવતો હતો તે જ તેઓ તો જોઈ રહ્યા હતા. બીજું કાંઈ હથિયાર ન હતું એટલે એણે તો ખીસાંમાંથી ચપ્પુ જ કાઢ્યો અને ડૉક્ટર સાહેબ વચ્ચે પડે પડે એટલામાં તો તેણે ઊંડો ઘા કરી પણ નાખ્યો.

રખેને એકાદ ધોરી નસ કાપી નાખશે એ બીકથી ડૉક્ટર સાહેબે રાડ પાડી: "થોભો, થોભો; ઑપરેશન કરવું જોઇએ એમ તમો માનો જ છો તો ભલે હું કરું છું."

પછી પેલો માણસ ઑપરેશન માટે તૈયાર થયો અને જ્યારે શસ્ત્ર ચલાવવાનો વખત આવ્યો ત્યારે ડૉક્ટરે તેને આડું જોવાને કહ્યું કારણ કે લોકો સાધારણ રીતે પોતાનું લોહી જોઇને ગભરાઈ જાય છે.

"કાંઈ જ જરૂર નથી" પેલા માણસે કહ્યું. "ક્યાં સુધી કાપવાનું છે એ મારે તમને બતાવવું પડશે ને!"

જાણે બીજા કોઇના જ હાથ ઉપર ઑપરેશન કરાવતો હોય એમ તે ડૉકટરને સૂચના આપતો રહ્યો. તેનો હાથ જરા ધ્રૂજ્યો સરખો યે નહિ; અને જ્યારે તેટલો ગોળ ભાગ કોરાઇ ગયો ત્યારે તેને બહુ જ આરામ થઇ ગયો હોય તેવો તે દેખાયો—જાણે તેને માથેથી મોટો બોજો ન ઉતરી ગયો હોય."

"હવે તમને કાંઈ દર્દ તો થતું નથી ને" ડૉકટરે પૂછયું.

"જરા ય નહિ" તેણે જરા હસતે મોંએ કહ્યું. "જાણે દર્દને જ કાપી નાખ્યું હોય એવું લાગે છે. અને આ ઑપરેશનની નજીવી વેદના તો બળબળતા ઉનાળામાં વાતી ઠંડી હવાની લ્હેર જેવી સુખકર લાગે છે. જરા લોહી વહી જવા દ્યો, એથી મને બહુ આરામ થાય છે."

ઘા ઉપર પાટો બંધાઈ ગયો એટલે તે માણસ સુખી અને સંતોષ પામ્યા જેવો દેખાયો. તે માણસ જ આખો બદલાઇ ગયો. પોતાને ડાબે હાથે તેણે ડૉકટરનો હાથ કૃતજ્ઞતાથી દબાવ્યો.

"તમારો ભારે અહેશાન થયો."

ઑપરેશન પછી થોડા દિવસ સુધી ડૉકટર સાહેબ

રોજ એ માણસને તપાસવાને તે જે હૉટેલમાં ઉતર્યો હતો ત્યાં જતા. પરિચય થતાં ડૉક્ટર સાહેબે જાણ્યું કે એના ગામમાં એ બહુ જ મોભાદાર માણસ હતો. ડૉક્ટર સાહેબના મનમાં પણ તેના પ્રત્યે માન ઉત્પન્ન થયું. તે સુશિક્ષિત અને સુરુચિસંપન્ન હતો અને ઉચ્ચ કુટુંબમાં જન્મેલો હતો.

ઘા પૂરેપૂરો રૂઝાઈ ગયો એટલે તે પાછો પોતાને વતન ચાલ્યો ગયો.

ત્રણ અઠવાડિયાં થયાં એટલે તે પાછો ડૉક્ટરને ત્યાં હાજર થયો. તેનો હાથ પાછો ઝોળીમાં ભરાવેલો હતો. અને પહેલાં જ્યાં ઑપરેશન કર્યું હતું ત્યાં જ ફરી વેદના થાય છે એમ ફરિયાદ કરવા લાગ્યો.

તેનો ચહેરો મીણ જેવો ફિક્કો પડી ગયેલો હતો, અને તેનાં ભવાં ઠંડા પરસેવાથી ચળકતાં હતાં. તે એક આરામખુરશીમાં પડયો અને એક શબ્દ પણ ઉચ્ચાર્યો વિના ડૉક્ટરને બતાવવાને તેણે પોતાનો જમણો હાથ લંબાવ્યો.

" ભલા ભગવાન ! વળી શું થયું ? "

" તમે જોઇયે એટલું ઊંડું ન હતું કાપ્યું " તે વેદનાપૂર્ણ સ્વરે બોલ્યો. " દર્દ ફરી ઉપડયું છે. પહેલાં

કરતાં પણ જોર વધારે થયું છે. હું તો મરી જ જેવો ગયો છું. મારો વિચાર તમને ફરી તસ્દી આપવાનો ન હતો. એટલે મેં આજ સુધી સહન કર્યું. પણ હવે મારાથી નથી સહન થતું. તમારે ફરીવાર ઑપરેશન કરવું પડશે."

ડૉક્ટરે તે ભાગ તપાસ્યો. જે જગ્યાએ એમણે નસ્તર મૂક્યું હતું તે તો બરાબર રૂઝાઇ ગઇ હતી, અને નવી ચામડી પણ આવી ગઇ હતી. બધી ય નસો પણ બરાબર હતી અને નાડી પણ જોઇએ એવી જ હતી. તાવ પણ ન હતો. આમ છતાં તે માણસનું અંગેઅંગ કંપતું હતું.

" મેં અગાઉ કદી આવું અનુભવ્યું કે સાંભળ્યું નથી."

ઑપરેશન કર્યા વિના છૂટકો જ ન હતો. પહેલી વારની માફક જ બધું સાંગોપાંગ પાર ઊતર્યું. દર્દ બંધ થયું, અને દર્દીને પુષ્કળ આરામ થઇ ગયો. તો પણ આ વખતે તેના મોં ઉપર હાસ્ય ન ફરક્યું. અને ડૉક્ટરનો આભાર માનતી વખતે પણ તેનો ચહેરો ગમગીન અને શોકાતુર જ રહ્યો.

" હું જો મહિનાએકમાં પાછો આવું તો તેથી તમારે નવાઈ ન પામવી " તેણે રજા લેતાં લેતાં કહ્યું.

"તમારે એવો વિચાર જ ન કરવો."

"પણ એ વાત તો ઇશ્વરના અસ્તિત્વ જેટલી જ ચોક્કસ છે" તેણે નિશ્ચયપૂર્વક કહ્યું. "સાહેબજી—"

ડૉક્ટર સાહેબે પોતાના ઘણા ડૉક્ટર મિત્રો સાથે આ દર્દીનાં દર્દ વિષે ચર્ચા કરી. દરેક જણ કાંઇ જુદું જ કહેતો. પણ એકે ડૉક્ટર સંતોષકારક ખુલાસો કરી શકયો નહિ.

મહિનો વહી ગયો અને છતાં પેલો દર્દી ન દેખાયો. બીજાં થોડાં અઠવાડિયાં પણ ગયાં. પછી તે દર્દીને બદલે તેને ગામથી એક પત્ર આવ્યો. ડૉક્ટરે દર્દ મટી ગયું હશે એમ માની આનંદભેર તે ખોલ્યો. પત્ર નીચે પ્રમાણે હતો:

વ્હાલા ડૉક્ટર,

મારાં દર્દનાં મૂળ કારણ વિષે મારે આપને શંકામાં રાખવા નથી, તેમ મારે એ રહસ્ય સમાધિમાં કે કદાચ તેથી પણ આગળ લઇ જવું નથી. મારે તમને મારા ભયંકર દર્દનો ઇતિહાસ કહેવો છે. આજ સુધીમાં તો એ ત્રણવાર ફરી ફરીને ઊપડી આવ્યું અને હવે આમને આમ એની સામે ઝૂઝવાનો મારો

વિચાર નથી. એમાં બળતી નર્કકુંડની જ્વાલાઓ જેવી ઝાળ શાંત કરવા માટે તે જગ્યાએ ધગધગતો અંગારો મૂકયો છે ત્યારે જ હું આ કાગળ લખી શકું છું.

૭ મહિના પહેલાં હું બહુ જ સુખી હતો. હું સમૃદ્ધ અને સંતોષી હતો. પાંત્રીસ વર્ષના માણસોને જે જે વસ્તુઓમાં આનંદ પડે છે, તે બધીયનો આનંદ હું માણતો હતો. વરસ પહેલાં હું પરણ્યો હતો. અમારૂં લગ્ન સ્નેહલગ્ન હતું. મારી સ્ત્રી સુંદર, માયાળુ અને સંસ્કારી હતી. મારી પાસે જ રહેતી એક ઉમરાવપત્ની જોડે તેને બેનપણાં હતાં. તેનો મારા પર પૂર્ણ પ્રેમ હતો અને તે મારા તરફ હમેશાં કૃતજ્ઞતાની નજરે જોતી. ૭ માસ સુધી તો દિવસો સુખમાં ગયા. રોજ રોજ અમારૂં સુખ વધતું જ જતું. હું જો શહેરમાં આવ્યો હોઉં તો બે માઇલો સુધી ચાલીને મને તે સામી લેવાને આવતી, પોતાની બેનપણી ઉમરાવપત્નીને ત્યાં ભાગ્યે જ લાંબો વખત બેસતી. મારે માટેની તેની અધીરાઇથી તેની બેનપણીઓને બરાબર ફાવતું નહિ. તે બીજા માણસ સાથે નાચ તો કરતી જ નહિ. ઊંઘમાં કોઈ વાર જો કોઇનું સ્વપ્ન આવી ગયું તો મોટો દોષ થઈ ગયો હોય એમ તેનો સ્વીકાર કરી લેતી. તે બાળક જેટલી જ સુંદર અને નિર્દોષ હતી.

આ બધા ઢોંગ છે એવું મને શાથી લાગ્યું તે હું કાંઈ કહી શકતો નથી. માણસ એવો મૂર્ખ છે કે તે સ્વર્ગ સમાન સુખમાંથી પણ દુઃખ શોધી લે છે.

તેની પાસે એક નાનું સરખું શીવવાનું ટેબલ હતું. તેનું ખાનું તે હમેશાં બંધ જ રાખતી. આ મને ખૂંચવા લાગ્યું. મેં જોયું કે તે કદી પણ ચાવી ખાનામાં નથી રહેવા દેતી અને કદી પણ ચાવી માર્યા વિના રહેતી નથી. આટલી બધી કાળજીથી સંતાડવા જેવું તે શું હશે? હું ઇર્ષ્યાથી ગાંડો જેવો થઈ ગયો. મને તેના નિર્દોષ નયનો, ચુંબનો અને પ્રેમપૂર્ણ આશ્લેષોમાં વિશ્વાસ ન રહ્યો. આ બધી કુશળ છેતરપિંડી કેમ ન હોય?

એક દિવસ પેલાં ઉમરાવપત્ની અમારે ત્યાં આવ્યાં અને તેને સમજાવીને તે દિવસ તેમને ત્યાં જ ગાળવાને લઇ ગયાં. મેં બપોર પછી જઇ પહોંચવાની બોલી કરી.

ગાડી દરવાજા બહાર જાય જાય એટલામાં તો મેં પેલું ખાનું ખોલવાનો પ્રયત્ન શરૂ કરી દીધો. મારા જૂડામાંથી એક ચાવી લાગી ગઇ. બધી સ્ત્રીઉપયોગી વસ્તુઓમાં ફંફોસતાં ફંફોસતાં રેશમી કોથળીમાં બાંધેલું પત્રોનું એક પડીકું મારા હાથમાં આવ્યું. પત્રો જોતાં

વેંત જ ઓળખાય એવા હતા-પ્રેમપત્રો હતા. લાલ પટ્ટીથી બાંધેલા હતા.

આવું અવિવેકી કામ કરવું સજ્જનને ન શોભે એવો વિચાર કરવા પણ હું ન થોભ્યો,અને મારી પત્નીનાં કિશોર વયનાં રહસ્યો જોવા બેઠો. મારૂં કામ આગળ ધપાવવાને મને જાણે કોઈ ઉત્તેજન આપી રહ્યું હતું. પત્રો કદાચ મને પરણ્યા પછીના પણ હોય. મેં પટ્ટી છોડી નાખી અને એક પછી એક બધા પત્રો વાંચી ગયો.

મારા જીવનનો ભયાનકમાં ભયાનક સમય તે આ એક કલાક.

એ પત્રોમાં અક્ષમ્ય વિશ્વાસઘાત પ્રકટ થતો હતો. મારા એક નિકટમાં નિકટ મિત્રે તે પત્રો લખ્યા હતા...અને પત્રોનો ભાવ...ઊંડામાં ઊંડી પ્રીતિ અને નિકટમાં નિકટ સંબંધ તેમાંથી વ્યક્ત થતો હતો. તે તેને કેવો વાત છૂપી રાખવાને વિનવતો હતો. બેવકુફ ધણીઓ વિષે પણ તેણે કેવું કેવું લખ્યું હતું. તેના ધણીને અજ્ઞાનમાં રાખવા કયો માર્ગ લેવો તે પણ તેણે લખ્યું હતું. આ બધાય પત્રો અમારાં લગ્ન થઈ ગયા પછી લખાયેલા હતા;

અને આમ છતાં હું તો માનતો હતો કે હું કેવો સુખી છું! મારી લાગણીઓ મારે નથી વર્ણવવી. મેં આ વિષનો પ્યાલો પૂરેપૂરો પી લીધો. પછી મેં આ પત્રો સંકેલી લીધા અને તેમની જગ્યાએ પાછા મૂકયા. અને ખાનાને ફરી ચાવી મારી.

હું જાણતો હતો કે જો હું ઉમરાવજાદીને ત્યાં ન જાઉં તો તે સાંજ સુધીમાં પાછી આવી રહેશે. અને થયું પણ તેમ જ. હું દરવાજે પહોંચ્યો એટલે તે આનંદભેર ગાડીમાંથી કૂદી પડી અને મળવા માટે ધસી આવી અને સંપૂર્ણ પ્રેમથી ચુંબન અને આલિંગન દેવા લાગી. જાણે કંઇ જ બન્યું ન હોય એવો મેં દેખાવ કર્યો.

અમોએ વાતો કરી વાળુ કર્યું અને રોજની માફક પોતપોતાના ખંડમાં જઇને સૂઇ ગયાં. મારે કયો માર્ગ લેવો તે મેં આ દરમ્યાન નક્કી કરી રાખ્યું હતું, અને તે હું ગાંડા માણસના જેટલી દૃઢતાથી પાર ઉતારવાનો હતો. મધરાતે જયારે હું તેના ખંડમાં ગયો ત્યારે તે ઊંઘતી હતી. તેનો નિર્દોષ સુંદર ચહેરો જોઇને મારાથી બોલાઇ ગયું કે કુદરત પણ કેટલી દુ:ખદ હગલબાજી કરે છે અને પાપીઓનાં મોં આટલાં

નિર્દોષ બનાવે છે. મારા આત્મા ઉપર ઝેરની અસર થઈ ચૂકી હતી અને તે રગેરગમાં વ્યાપી ગયું હતું. મેં મારો જમણો હાથ તેનાં ગળાં ઉપર મૂકયો અને હતું એટલા જોરથી ભીંસી દીધો. એક ક્ષણ તો તેણે આંખો ખોલી આશ્ચર્યથી મારા તરફ જોયું, પણ બીજી જ ક્ષણે તેણે આંખો બંધ કરી દીધી અને મરી ગઈ. તે પોતાનો બચાવ કરવાને સવળી સરખી નહિ, પણ જાણે સ્વપ્નમાં વિહરતી હોય તેમ શાંતિથી મરણ પામી. મેં તેને મારી નાખી એ માટે તેને મારા ઉપર દાઝ ન હતી. તેના મોંમાંથી લોહીનું એક ટીપું ઝરીને મારા હાથ ઉપર ટપકયું—તમે તો એ જગ્યા જાણો છો. મેં તો એ તદ્દન સૂકાઇ ગયા પછી છેક સવારે જોયું. બહુ ધમાલ કર્યો વિના અમોએ તેને દફનાવી દીધી. અમો શહેર બહાર ખાનગી બંગલામાં રહેતાં હતાં અને ત્યાં આ બાબતની તપાસ કરનાર કોઇ અમલદાર પણ હતો નહિ. વળી આ વિષે કાંઇ શક આવે એમ પણ ન હતું. કારણ કે મરનાર મારી પત્ની હતી. તેનું કોઈ સગુંવહાલું કે સ્નેહીસંબંધી પણ ન હતું—એટલે મને કોઈ પૂછનાર પણ ન હતું. મેં જાણી જોઇને જ તેના મરણના સમાચાર દફનક્રિયા થઈ ગયા પછી બહાર પાડયા, કે બીજા લોકો નકામી

માથાઝીક કરવા ન આવે.

મારો અંતરાત્મા મને ડંખતો ન હતો. હું ક્રૂરપણે વર્ત્યો હતો પણ તે તેને લાયક જ હતી. હું તેને ધિક્કારતો હતો. હું તેને સહેલાઇથી ભૂલી શક્યો. કોઈ પણ ખૂનીએ મારા જેટલી ઉદાસીન વૃત્તિથી ખૂન નહિ કર્યું હોય.

હું જ્યારે ઘેર પહોંચ્યો ત્યારે ત્યાં ઉમરાવપત્ની આવ્યાં હતાં. તેઓ દફનક્રિયા માટે બહુ જ મોડાં પડયાં હતાં–મારી તો ઇચ્છા જ એ હતી. તેઓ બહુ જ ગમગીન લાગતાં હતાં. આ અણધાર્યા અને ભયંકર સમાચારથી તેઓ તો હેબતાઇ જ ગયાં હતાં. તેમનું બોલવું પણ વિચિત્ર થઇ ગયું હતું. તેમણે મને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો પણ હું તેમના બોલવાનો અર્થ ન સમજી શક્યો. મારે સાંત્વનની જરૂર ન હતી એટલે તેમની વાત મેં ધ્યાનથી સાંભળી ન હતી એ પણ ખરૂં. પછી નિકટના મિત્રો હોઇએ એમ તેમણે મારો હાથ ધર્યો અને બોલ્યાં: " હું તમને એક ખાનગી વાત કહું છું. તમો તેનો દુરુપયોગ ન કરો એવી આશા રાખું છું."

પછી તેમણે મને કહ્યું: " મેં તમારી મૃત પત્નીને

પત્રોનું એક પડીકું સોંપ્યું હતું. તે પત્રો એવા હતા કે હું મારે ત્યાં રાખી શકું એમ ન હતું. તો તમે મને તે પાછું સોંપવા જેટલી ભલમનસાઇ ન કરો!"
તેના શબ્દો સાંભળતાં જ મારી મજ્જામાં ઠંડી વ્યાપી ગઈ. શાંતિનો ડોળ કરી મેં પૂછ્યું: " તે પત્રોમાં શું હતું?" તેઓ આ પ્રશ્નથી થરથરી ગયાં અને બોલ્યાં: " તમારાં પત્ની જેવી વિશ્વાસુ અને વફાદાર સ્ત્રી મેં કોઇ જોઈ નથી. પત્રોમાં શું છે એ તેમણે પૂછ્યું સરખું ન હતું. અને પત્રો ન વાંચવાનું પણ તેમણે મને વચન આપ્યું હતું."

" તે પત્રો ક્યાં રાખતી હતી?"

" તેઓ કહેતાં હતાં કે તે શીવવાના ટેબલના ખાનામાં ચાવી મારીને તે રાખે છે. તેના ઉપર લાલ પટ્ટી બાંધેલી છે. એ તો તમે તરત જ પારખી શકશો. બધા મળીને ત્રીસ પત્રો છે."

જે ખંડમાં શીવવાનો સંચો હતો તેમાં હું તેમને લઇ ગયો અને ખાનું ઉઘાડયું. મેં તે પડીકું કાઢયું અને તેમને આપી દીધું.

" આજ તે પત્રો ને?"

તેણે તે એકદમ લઇ લીધા. રખેને તે કાંઈ

સમજી જાય એવી બીકે મેં તેમના સામું જોયું પણ નહિ. પછી તેઓ ચાલ્યાં ગયાં.

દફનક્રિયાને બરાબર અઠવાડિયું થયું કે પેલી ભયાનક રાત્રે જે જગ્યાએ લોહીનું ટીપું પડયું હતું તે જગ્યાએ વેદના શરૂ થઈ. પછી તો બધું તમે જાણો જ છો. હું જાણું છું કે એ આત્મસૂચન સિવાય બીજું કાંઇ નથી; પણ હું એને નથી દૂર કરી શકતો. મારી નિર્દોષ અને સુંદર પત્નીનું ઉતાવળ અને ક્રૂરતાથી મેં ખૂન કર્યું તેની મને એ સજા થઈ. મેં હવે એની સામે વલખાં મારવાં છોડી દીધાં છે. હું તેની પાસે જ જાઉં છું. તેની ક્ષમા પામવા હું પ્રયત્ન કરીશ. તે જરૂર મને ક્ષમા કરશે. તે જીવતી હતી ને મને ચાહતી હતી તેમ જ તે હજી મને ચાહશે. તમે મારે માટે જે તસ્દી લીધી છે તે માટે હું તમારો આભાર માનું છું."

---

ગૂજરાતનું પ્રગતિશીલ માસિક

# પ્રસ્થાન

[ તંત્રીઃ રામનારાયણ વિશ્વનાથ પાઠક ]

સાહિત્ય, ધર્મ ને લોકજીવનની ચર્ચા કરતું, ચાલુ રાજકારણના પ્રશ્નો ઉપર રાષ્ટ્રીય દૃષ્ટિથી સમાલોચના કરતું, ટુંકામાં, હિંદુસ્તાનના અને ગૂજરાતના વિવિધ ચાલુ પ્રશ્નો ઉપર ચોક્કસ અને સરલ શૈલીમાં સર્વ જનના ઉપયોગમાં આવે એવું સાહિત્ય પ્રકટ કરતું

:: માસિક પત્ર ::

લવાજમ

વાર્ષિક રૂ. ૫–૦–૦

પરદેશના રૂ. ૬-૮–૦

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**